# જાદુઈ માછલી.

ભાગ બીજો.



કિં. ૪ ચાલુ.

પત્થરનો પાદશાહ.

મુખપૃષ્ઠ ધી ફીનીક્ષ પ્રી. વર્કસમાં છાપ્યું

અનેક ચમત્કારોથી ભરપુર સંપૂર્ણ વાર્તા

—બન્ને ભાગ ભેગા—

# જાદુઈ માછલી

અને

# પત્થરનો પાદશાહ

છપાવનાર અને વેચનાર
બુકસેલર—જાદુલાલ નારણદાસ
મુ. નડીઆદ.



સંવત ૧૯૮૪ સને ૧૯૨૮
આવૃત્તિ ૨ જી પ્રત ૨૦૦૦

કીમત દસ આના.

પ્રયોજક—સાહિત્યવીલાસી. મુ. રાજકોટ
પ્રકાશક—જદુલાલ નારણદાસ બુકસેલર મુ. નડીઆદ.

સંવત ૧૯૮૪ પ્રત ૨૦૦૦ સને ૧૯૨૮



ખાસ સુચના.

☛ આ પુસ્તક તેના લેખક રા. સાહિત્યવિલાસીને યોગ્ય બદલો આપી પ્રકાશકને માટે રચાવવામાં આવ્યું છે.









મોતીલાલ ગણપતરામે છાપી.
મનઃ પ્ર પ્રેસ પાનકોર નાકે. અમદાવાદ,



આ પુસ્તક મળવાનાં ઠેકાણાં

જે. એન. બુકસેલર મુ. નડીઆદ

પ્રાગજીભાઈ વલ્લભભાઈ બુકસેલર ઠે. કાલબાદેવી રોડ

દરીઆ મહેલ-મુંબાઈ

બુકસેલર-હાસમભાઈ ઇસાભાઈ જુની મારકીટ-કરાંચી

# જાદુઇ માછલી

—: યાને :—

# દરીયાનો દૈત્ય.

## પ્રકરણ ૧ લું

### આત્મઘાતની તઇયારી

સબુર કર ! ઓ હીણભાગી માનવ આત્મઘાત કરી ખુદાનો કોપ તારા શીર પર વ્યર્થ ન લે.

સબુર કરના અચાનક આવેલા અવાજથી આત્મ હત્યા કરવા તઇયાર થયેલા–ગીરીસૃંગ ઉપરથી ખીણમાં વહેતા ઘોઘઅંવ જળના પ્રવાહમાં પડી દેહ નાશ કરવાને ઉત્સુક થએલા તે હીણભાગ્ય પુરૂષે પાછળ ફરીને જોયું તો તેજના અંબાર સરખા વયોવૃદ્ધ ફકીરને પોતાની સમીપ ઉભેલા જોયા.

તતક્ષણે તે કમનસીબ માણસ ફકીરનાં ચર્ણોમાં વંદન કરી અવાચક્ સરખો ઉભો રહયો તેનાં ચક્ષુમાંથી અરખલીત અશ્રુપ્રવાહ

સહન કરતો હોવાથી તે પવિત્ર-દયાળુ ફકીરનું હૃદય દયાથી ઉભરાઇ જવા લાગ્યું.

બચ્ચા, થોડી ક્ષણ પછી તે ફકીરે કહ્યું બચ્ચા ! જગતમાં ક્રુર માનવીઓ નિર્બળ માનવીઓનો વધ કરીને પણ પોતાનું જીવન લંબાવવાની-જીંદગીનાં કહેવાતા-ક્ષણીક નાશવંત સુખો ભોગવવાની પ્રબળ આકાંક્ષા ધરાવે છે, મર્ણની પથારી ઉપર સુતેલા માનવીઓ પોતાનુ આયુષ્ય લંબાવવા ખુદાને પ્રાર્થના કરે છે, તો હે માનવ ! ખુદાના હુકમ વીના તું મૃત્યુને સ્વાધીન થવા કયમ તૈયાર થયો ? ધર્મના પાક ફરમાનો કહે છે કે જે મનુષ્ય આત્મઘાતી થાય છે તેઓને દોજખમાં વાસ મળે છે.

પ્રભુના પ્યારા રીસ્તા તુલ્ય; હે દયાળુ ફકીર ! મારી કર્મ કથા ઘણી લાંબી છે. જો આપ દયા કરીને મારા ઉપર ગુજરેલા જુલમનું બ્યાન સાંભળશો તો મારા દુખનો ભાર ઓછો થશે.

કહે; ભાઇ કહે. માનવનુ જીવન ખુદાએ દુનીયાની સેવા કરવા માટેજ સરજેલુ છે. મારાથી બનતી યથાશક્તિ મદદ ખુદાના નામ ઉપર આપવા હું તૈયાર છું. તે ફકીરે કહ્યું.

# પ્રકરણ ૨.

## જેન્ટલમેન લુટારો.

હે દયાળુ ! તે ગરીબ માણસે પોતાની જીવન કથાનો પ્રારંભ કરતાં કહ્યું-હે દયાળુ અરબી મહાસાગરના ત્રટ ઉપર કેશાવતી નામના એક નાના ગામડામાં મ્હારૂ મકાન-ઝુપડુ આવેલુ છે મારો જન્મ એક

માછીના કુટુંબમાં થયેલો હોવાથી બાલપણથીજ હું માછીમારનો ધંધો કરૂં છું. મ્હારી સ્ત્રી ઘણીજ સ્વરૂપવતી આકાશની અપ્સરાને લજાવે તેવી ખુબસુરત છે. પરંતું હું ગરીબ હોયા છતાં અને કોઇ પણ જાતનો મોજશોખ ભોગવતો ન હોવા છતાં મ્હારી ગરીબ પત્ની મ્હને દેવતુલ્ય માન આપતી સંપુર્ણ પતિવ્રતના નીયમો પાળતી હતી. વંઠેલ જમાનાની ફેશનેબલ સ્ત્રીઓને તે ઘણીજ ધીકકારતી—સ્વપ્ને પણ તેમનો સંગ ન થાય તેની ખાસ સંભાળ રાખતી હતી. મ્હારૂં નામ જેસંગ અને મ્હારી પત્નીનું નામ રૂપાળી હતું રૂપ સૌન્દર્ય એ ઇશ્વરની મહાન-કીંમતી-અમુલ્ય બક્ષીસ હોવા છતાં મ્હારી આપત્તિનું મુળ કારણ મ્હારી સ્ત્રીનું સૌન્દર્ય હતું. સ્ત્રી સૌન્દર્યથી મ્હાન રાજાઓની પાયમાલી થઇ છે. ઇતિહાસો તેની સાક્ષી પુરે છે. દમયંતીના રૂપથી મોહિત થયેલા કળિયુગે નળરાજાને આપેલા કષ્ટની વાતો જગતમાં જાણીતીજ છે. મ્હારૂં પણ તેમજ થયું. એક શ્રીમંત વણીકની દૃષ્ટી મ્હારી સ્ત્રી ઉપર પડી. તે પાપીષ્ટે મારી પત્નિને ફસાવવા અનેક પ્રયત્નો કર્યા ભેટ સોગાતો મોકલી. જેનો તીરસ્કાર પુર્વક અસ્વીકાર કર્યો, તેથી તેને એક દીવસે સંધ્યા સમયે એકાંત જળાશય ઉપર જળ ભરવા જતાં માર્ગમાંથી અચાનક ઉચકી જંગલમાં પકડી જઇ તેના ઉપર બળાત્કારની તૈયારી કરી. પ્રભુથી આ જુલ્મ સહન ન થયો, તેણે સતીની વાર કરવા બે ભીલ વીરોને મોકલ્યા. ભીલોની એકજ ડાંગથી તે જુલમી વાણીયાનો પગ ભાગી ગયો. અજ્ઞાન ભીલોએ દયાથી તેને જીવતો છોડી દીધો બસ ! તેજ સમયથી મ્હારા સર્વ નાશની તૈયારી થઇ.



# પ્રકરણ ૩.

## શયતાનનો શાથી.

તે લુચ્ચા વણીકે ઘેર જતાંજ કોટવાળને કેટલીક લાંચ આપી પોતાના પક્ષમાં લીધો. અને મ્હારા નામનુ ખોટું ખાતુ ઉમરેઠ જઇ ત્યાંના એક બદમાસ ખેડાવાળ બ્રાહ્મણની પાસે પડાવી લાવ્યો. આ અઠંગ ઉઠાઉગીર ખેડાવાળ બ્રાહ્મણ સામાનાં અક્ષરની નકલ કરવામાં એટલો પ્રવીણ હતો કે ન્યાયાસન ઉપર વિરાજમાન થનાર ન્યાયાધીશની સહીઓની નકલ પણ તે કરી શકતો હતો.

કોટવાળની સાક્ષી રાખી શહેરના સુબા પાસે મારા નામ ઉપર લેણાની જુઠી ફરીયાદ નોંધાવી હુકમનામુ કરાવી લીધું અને જપ્તીથી લહેણું વસુલ કરવા કોટવાળ અને વણીક મ્હારે ત્યાં આવી પહોંચ્યા.

આ સમયે હું સાગર ઉપર માછલાં પકડવા ગયો હતો. મ્હારૂં ૭ માસનું નિર્દોષ બાળક મ્હાર ઘોડીઆમાં સુવાડી મારી સ્ત્રી ગૃહ કાર્ય કરતી હતી. ત્યાં અચાનક જઇ કોટવાળે તેને પાછળથી લાત મારી જમીન ઉપર ફેંકી દીધી. અને ઘરનો સામાન ભાંગફોડ કરવા માંડયો મ્હારી સ્ત્રીએ તેમ ન કરવા વિનંતિ કરી, એટલે કોટવાળે તેને સરકારી કામમાં અડચણ કરવાનો આરોપ મૂકી પોલીસ થાણામાં લઇ ગયો. મ્હારૂં કુંમળુ બાળક તેની માતાના વીયોગથી ઘણીવાર રૂદન કરી ભુખથી અચેતન થઇ ગયું. પણ આ જમ જેવા કસાઇઓને તેની દયા કયાંથી આવે તેઓ કંઇ દ્રવ્ય લેવા આવ્યા નહોતા. તેમને તો મારી સ્ત્રીના સૌન્દર્યનીજ જરૂર હતી. હું રાતરે સુમારે એક ઘડી

રાત ગયા પછી ઘેર આવ્યો તો મને કોટવાળના જુલમની માહીતી મળી. મ્હારૂ નીર્દોષ બાળક તે વખતે ભુખથી મરણનો છેલ્લોજ શ્વાસ લેતું હતું. મ્હારી પાસે એક પૈસો પણ ન હતો. એટલે રાત્રે મને મફત દુધ કોણ આપે. હાય ? તે ગરીબ માછી એક ભયંકર હાય મારીને બોલ્યો. અંતે મ્હારૂ તે નીર્દોષ બાળક આ જગતના પ્રપંચને જોયા-જાણ્યા સિવાય આ ફાની દુનીયામાંથી સદાને માટે જતું રહ્યું તેના મૃત્યુથી હું દીવાનો બની દોડતો પોલીસ થાણા ઉપર જઇ પહોંચ્યો.

---

# પ્રકરણ ૪ થું.

---

## જુલ્મી જમાનો.

કોટવાળે રૂપાળીને પોલીસ થાણાના એકાંત સ્થળે કેદ કરવાનું અસત્ય બહાનું બતાવી પકડી આણી તેને ભય અને લાલચ બતાવી વાણીયાની અને પોતાની નીચ વૃત્તિ તૃપ્ત કરવા સમજાવી. નીચ જ્ઞાતિમાં ઉત્પન્ન થયા છતાં પતિવ્રતના પ્રભાવને સમજનારી રૂપાળીએ તેઓને તીરસ્કાર પૂર્વક તેમની અયોગ્ય માગણીને તાબે થવાની સાફ ના પાડવાથી કોટવાળ તેના ઉપર બળાત્કાર કરવા તૈયાર થયો. એક શસ્ત્રહીન અબળા પાસે પોતાના બચાવનું સાધન શું હોય ? પરંતુ કુદરતનો એવો નીયમ છે કે દુઃખમાં બુદ્ધી એકદમ સતેજ થાય છે. રૂપાળીએ થોડીકક્ષણ વીચાર કરી પોતાના સામા ધસી આવતા કોટવાળ ઉપર ખુરસી ટેબલ ખડીઓ વીગેરે જે હાથમાં

આવ્યું તે પોતાના બચાવના હથીઆર તરીકે ફેંકવા માંડયું. ક્ષણભર કોટવાળ તેની બહાદૂરીથી વીસ્મય પામ્યો. તેમ તેના ઉપર વધુ જુલ્મ ગુજારવાનો દ્દઢ સંકલ્પ કર્યો. એક નીર્બળ હરીણી બે સબળ શાર્દુલો સામે કેટલીકવાર પોતાનો બચાવ કરી શકે ! કોટવાળને માર પડતો જોઇ દુષ્ટ વાણીયાએ તેણીના પગમાં પાછળથી લાત મારી જમીન ઉપર પછાડી. કોટવાળે રૂપાળીના હાથ બાંધી લીધા અને તે બુમ બરાડા ન પાડે તેટલા સારૂ તેના મોંમાં કપડાનો ડુચો ઘાલવા તૈયારી કરી.

પોતાનું શીયળ લુંટાતું જોઇ રૂપાળી ભયથી એક ચીત્કાર કરી બેભાન થઈ ગઈ.

માછીએ કહ્યું–હે દયાળુ ફકીર મહાત્મા ! આ ક્ષણેજ હું ત્યાં જઇ પહોંચ્યો. બાળકના મૃત્યુથી અર્ધ દીવાનાપણાને હું પામ્યો હતો. તેમાં સ્રીના આર્તનાદથી વધારો થયો. દ્વાર રક્ષકને એક ધક્કો મારી જમીન ઉપર પછાડી નાંખ્યો. અને એકજ લાતથી બારણાના ચુરે-ચુરા કરી નાખી હું અંદર દાખલ થયો. ત્યાં જઇ મેં શું જોયું ! એક શયતાનને પણ શરમાવે–એવું અમુનાષી કૃત્ય મેં પ્રત્યક્ષ નીહાળ્યું. મારી સ્રીની અચેતન અવસ્થાનો લાભ લઈ તે પાપાત્મા વણીક પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરી રહયો હતો. દીવાનાપણાને લીધે એક હાથીના જેટલું સામર્થ મારામાં દાખલ થયું. વણીકના પગ ઝાલી એક ધોબી જેમ લુગડાને ધુવે તેમ મેં તે વણીકને પત્થર સાથે જોરથી અફાળી મારી નાંખ્યો.



# પ્રકરણ ૫ મું.

## કેદખાનામાંથી પલાયન.

વણીકનું મૃત્યુ નીહાળી કોટવાળ નાસી ગયો. હું મ્હારી સ્ત્રીના વસ્ત્રો વ્યવસ્થિત કરી તેણીને ઉચકી લઇ બહાર નીકળવાની તૈયારી કરતો હતો. તેટલામાં કોટવાળ દસ માણસની ટુકડી લઇ આવ્યો. અને પોલીસની મદદથી મ્હને કેદખાનામાં દાખલ કર્યો. અને મારી સ્ત્રીને બેભાન અવસ્થામાં નગરની બહાર ફેંકી દીધી.

સુબા પાસે મ્હારા નામ ઉપર ફરીઆદ માંડી બે આક્ષેપ મુકયા. એક ગુન્હો સરકારી મકાન તોડી રાજદ્રોહ કરવાનો. બીજો ગુન્હો નીર્દોષ ( ! ) વણીકનુ ખુન કરવાનો, બન્ને ગુન્હા જુદા સાક્ષીઓની મદદથી કોટવાળે પુરવાર કરી બતાવ્યા, સુબા સાહેબ બહુ પ્રમાણીક હતા. પરંતુ કાયદાની દ્રષ્ટિએ તેઓ મ્હારો બચાવ કરી શકયા નહી. કોટવાળની બ્હીકથી મ્હારા સગાઓએ સુબા સાહેબ આગળ સત્ય હકીકત નીવેદન કરી નહિં.

મ્હારા માટે સરકારી કાયદા પ્રમાણે શુળીની ભયંકર શિક્ષા નીર્માણ થઇ એક માસની મુદત અપીલ માટે આપી મ્હને જેલખાનામાં લઇ ગયા.

એક રાત્રે અચાનક આકાશમાં ભયંકર તોફાન શરૂ થયું. કાટકાઓની ગર્જના અને મુશળધાર વૃષ્ટિએ સૃષ્ટિને પાતાળમાં પેસાડી દેવાનો સંકલ્પ કર્યો હોય તેમ ક્ષણમાં સર્વત્ર જળ જળ થઇ રહ્યું.

શુળી ઉપર રીબાઇને પ્રાણ જવાના ભયથી બહાર નાસી

જઇ આપઘાત કરી જીવન ગુમાવવાની મ્હારી પ્રબળ ઇચ્છા હતી. પરંતુ નાસવાનો કોઇ સુયોગ પ્રાપ્ત થતો નહિ. આવી પડેલી આ નવીન આફતની મને મદદ મળી, કેદખાનાની દીવાલના જાળીયા ઉપર ચડી છાપરામાંથી નળીઆં ખસેડી નાખી હું સહેલાઇથી છાપરા ઉપર જતો રહ્યો.

બીહામણી ભયંકર રાત અને વરસાદના તોફાનથી પહેરેગીરો ક્યાંઇ લપાઇ ગયા હશે. એમ સમજી છાપરા ઉપરથી હું ભુસ્કો મારી પાછળની બાજુએથી નાસી છુટયો. મ્હારે ઘેર છાનો માનો જઇ તપાસ કરી તો મ્હારા અંધ પીતા મ્હને શુળીની સજા સાંભળી હાય અફસોસથી મૃત્યુ પામ્યા હતા.

હે દયાળુ મહાત્મા ! એક વણીક–જેન્ટલમેન લુટારાની બુરી ખસલતથી મ્હેં મ્હારૂં સર્વ ગુમાવ્યું. પિતા, પત્નિ, બાળક, ઇજ્જત એ સર્વ ગયું, તો હવે આ મ્હારૂ જીવન નીરથક સમજી તેનો નાશ કરવો ઉચીત સમજું છું, માટે મહેરબાની કરી મને આ દુ:ખી સંસારમાંથી મૃત્યુને ભેટવા રજા આપો.

---

# પ્રકરણ ૬ ઠું.

## વાંસળીનો ચમત્કાર.

ગરીબ માછીની હકીકત શબ્દે શબ્દ સત્યથી ભરપુર હોવાથી તે દયાળુ ફકીરે પોતાની ઝોળીમાંથી એક દીવ્ય–જાદુઇ વાંસળી બહાર કાઢી તે ગરીબ માછીને આપી તેના ગુણ સમજાવતાં કહ્યું—

આ વાંસળી હૃદયમાં જેનું નામ દઇ વગાડવામાં આવે અને તેનો સ્વર તે માણસના સાંભળવામાં આવતાં તુરતજ તે માનવી

બેભાન અવસ્થામાં નૃત્ય કરે છે અને તેવી રીતે તે નૃત્ય કરતાં પોતાનો પ્રાણ ખુવે છે.—

અય માછી હ્રદયમાં તારા ઉપર જુલ્મ ગુજારનારનુ ધ્યાન ધરી આ વાંસળી વગાડજે; જેથી તારા દૂશ્મન કોટવાળનું જીવન તારી દયા ઉપર અવલંબી રહેશે, તારી સ્ત્રીને તે દુરાત્મા પાછી સુપ્રત કરે તો તેઓના ઉપર દયા લાવી તેમનો પ્રાણ લઇશ નહિ.

તારૂ જીવન પવિત્રતાથી ગુજારવા માટે દરરોજ પ્રાતઃકાળ પહેલાં દરીયામા ફકત ચાર વાર માછલાં પકડવા જાળ નાંખજે. વધુ નાખીશ નહિ વધુ નાખીશ તો હેરાન થઇશ. અને ફકત મ્હારી આજ્ઞા પ્રમાણે વર્તીશ તો જરૂર તું કોઇ દિવસ મ્હોટો અમીર-રાજાનો ખાસ માનીતા અમીરની પદવીથી વિભુષીત થઇશ.

તે ગરીબ માછીએ ફકીર પાસેથી વાંસળી લઇ તેને નમન કરવા પોતાનું શીર ઝુકાવ્યું. તેજ ક્ષણે ફકીર અદ્રશ્ય થઇ ગયો.

તે માછી જેનું નામ જેસંગ હતું તે પોતાની પત્નિને મેળવવા અને કોટવાળને શીક્ષા કરવા હ્રદયમાં ફકીરના કથન મુજબ કોટવાળનું નામ જપતો વાંસળીનો સુર વગાડતો પોતાના નગ્ર ભણી જતો હતો.

રસ્તામાં કોટવાળ તેની શોધમાં દશ સીપાઇઓની ટુકડી લઇને આવતો સામે મળ્યો. વાંસળીનો મધુરો સ્વર તેને શ્રવણ થતાંજ તે બેભાન બની નાચવા લાગ્યો. આથી સીપાઇયો માછીને જાદુગર સમજી તેને પકડવાનો પ્રયત્ન કરે ત્યાર પહેલાંજ માછીએ તેઓની દશા પણ કોટવાળના જેવીજ કરી.

સુબાને આ વાતની જાણ થતાં એક હજાર માણસનુ લશ્કર લઇને તે માછીને પકડવા આવ્યો માછીની બંસીનો નાદ તેના લશ્કરમાં પહોચતાંજ આખુ લશ્કર બેભાન બની નાચવા લાગ્યું.

સુબાની અવદશાની-વીતકવાર્તા પાદશાહના જાણવામાં આવતાંજ તે અજબ ચમત્કાર જોવા પોતે એકલોજ માછીને જઇ મળ્યો. અને આવી રીતે આખા લશ્કરની ખરાબ દશા કરવાનું કારણ પુછ્યું.

નેક નામદાર ! તે માછીએ પોતાની વીતક વાર્તા કહેતાં કહ્યું—નેક નામદાર ! મ્હારી સ્ત્રી ઉપર કોટવાળે બળાત્કાર કરવાથી મ્હારી ઇજ્જત, બાળક, પીતા, અને સ્ત્રીનો મ્હને વીયોગ થયો છે તેનું વેર—વેરની વસુલાત હું કોટવાળની સામે કરી રહ્યો છું. એમ કહીને તે દુઃખી માછીએ પોતાની સર્વ હકીકત કહી સંભળાવી.

# પ્રકરણ ૭ મું.

## પીયુવિરહિણી પ્રેમદા.

ભાઇ ! હું તને જરૂર ન્યાય આપીશ. આવતી કાલે સ્હવારે અદાલતમાં આવજે. મારા રાજ્યમાં આવા જુલ્મો થતા હશે એવો મને સ્વપ્ને ય ખ્યાલ ન્હોતો. પ્રજાને પ્રતાપે તો મારૂ રાજ્ય છે. પ્રજાને કેમ દુભવી શકાય ? હં. અને ત્હારે ત્યાં તારી સ્ત્રી બિચારી ભૂખે મરતી હશે. તું ઘેર જા. તારી પાછળ હમણાંજ મારા માણુસને રૂપીયા સો આપીને મોકલું છું રાજાએ આશ્વાસન આપ્યું.

રાજાનું નામ અજયસિંહ હતું. બાવીસ વરસનો જુવાન હતો. બે વરસથી ગાદી ઉપર આવ્યો હતો. સંસ્કારી માણુસ હતો, પ્રજાને સુખી કરવાના કોડ હતા. પણ ઘણું ખરૂં આવા સારા રાજાના અમલદારો ખરાબ હોય છે. તેઓ રાજાને બદનામ કરે છે.

માછીમારની આંખોમાંથી આભારનાં આંસુ સરી પડ્યાં. રાજા હજો તો આવા હજો એમ તેને થયું.

તે ઘેર ગયો. રૂપાળીએ તો દુઃખનો વરસાદ સહન કર્યો હતો. પતિ શુળીએ જવાનો છે. શિયળ લુંટાઇ ગયું, વ્હાલા બાળક અને પિતા જેવા સસરાનું મોત થયું, અને ઘરમાં કાંઇ પણ ન રહ્યું. આથી વધુ દુઃખ દુનિયામાં કયું હોઇ શકે ? તે આખો દિવસ ચોધાર આંસુ પાડીને રડતી. કોઇ તેને છાનું રાખે તેમ ન્હોતું છેલ્લા દસ દિવસથી અનાજનો એક દાણો ય તેણે મ્હોંમાં ન્હોતો નાખ્યો. શરીર આખું ય લેવાઇ ગયું હતું, કાંચનવર્ણું શરીર ફીકકું પડી ગયું હતું. મોઢા પર નૂરનો છાંટો ય ન્હોતો. આંખો ખૂબ રડવાથી સુજી ગઇ હતી. હાલવા ચાલવાની જરા પણ શકિત ન્હોતી રહી.

" વ્હાલી ! ઉઘાડ ! " બ્હારથી અવાજ આવ્યો. રૂપાળી ચમકી. તેની આંખોમાં આનંદનો ચમકારો જણાયો. ફિક્કા મોઢા ઉપર જરા રતાશ આવી. દસ દસ ઉપવાસ હોવા છતાં તેના પગમાં અજબ સકિત આવી. એકદમ ઉભી થઇ. વીજળીની ઝડપથી દોડી બારણું ઉઘાડયું, અને પિયુ ઘેલી પ્રેમદા વૃક્ષને વેલી વળગે તેમ પતિને વળગી પડી. ચોધાર આંસુએ રડવા મંડી. થોડી ક્ષણ આમ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના પસાર થઇ. બંન્નેની આંખમાં આનંદનાં આંસુ સરવા મંડયા.

બન્ને ઘરમાં ગયા. બેઠાં પતિએ સઘળી આપવીતી કહી. પટાવાળો રૂપીયા અને અનાજનું એક ગાડું આપી ગયો. બન્નેએ અજયને અંતરના આશિર્વાદ આપ્યા.

આમ દુઃખની વાદળી પસાર થઇ અને તેમના ન્હાનકડા સુઘડ ઘરમાં આનંદ ફેલાઇ રહ્યો.

# પ્રકરણ ૮ મું.

## શીયળને ખાતર.

હે પ્રભુ ! આ રાજનું સત્યાનાશ વાળજે. આ રાજા અને આ કોટવાળના રૂંએ રૂંએ કીડા ખરજો. જે રાજમાં સ્ત્રીઓના શીયળ સલામત નથી તે રાજનો, હે પ્રભુ ! તું નાશ કેમ નથી કરતો ? પ્રભુ ! કલીયુગ આવતાં તારામાં પણ કલીયુગ પેઠો કે શું ?

અજયસિંહ તે દિવસે રાત્રે નગરચર્ચા જોવા નિકળેલો. દસ વાગ્યે એક કુવા પાસે પસાર થતાં તેણે ઉપલા શબ્દો સાંભળ્યા. તે ચમકયો. કાન સરવા કર્યા. ધીમે પગલે તે કુવા પાસે પહોંચ્યો. કોઇ સ્ત્રી કુવામાં કુદી પડવા જતી હતી. અજબ એકદમ કુદ્યો અને બાઇને ઝાલી લીધી. બાઇએ ચીસ પાડી અને બેશુદ્ધ થઇને પડી.

અજયે તેને શુદ્ધિમાં આણવા પ્રયાસ કર્યો. બાઇના મોઢા સામે તેની નજર ગઇ તે ઇંદ્રની અપ્સરાને પણ લજાવે તેવી રૂપાળી હતી. ઉમર ભાગ્યેજ સોળ સત્તર વરસની હશે.

ધીમે ધીમે છોકરી ભાનમાં આવી પોતાને પારકા માણસના હાથમાં જોતાં તે ચમકી. અજયે તેને ધીરજ આપી. જે કાંઇ દુઃખ હોય તે કાપવા વચન આલ્યું.

બાઇએ પોતાના દુઃખની રામકહાણી કહી.

" હું અહિંના એક ગરીબ વાણિયાની પુત્રિ છું. મારા બાપ ગાંધીયાણું કરે છે. મારી માતા મને બહુજ ન્હાની મુકીને મરી ગઇ છે ત્યારથી પિતાના લાલનપાલનથી ઉછરી છું. મારા પિતાને દુનિયામાં કોઇ વ્હાલી ચીજ હોય તો તે હું. એક વરસ પહેલાં મારાં લગ્ન થયાં.

લગ્ન પછી ચાર મહિને મારા પતિ કમાવા માટે પરદેશ ગયા. હું બાપ પાસે આવી. પરમ દિવસે આ રાજ્યના પાપી કોટવાળે મને જોઇ. તે રાક્ષસને મારા સૌન્દર્યનો લોભ લાગ્યો. મારા પિતા પાસે નિર્લજ માગણી કરી. પિતાએ તેને ધુતકારી કાઢયો તે આજ બે કલાક પહેલાં અમારી પાસે આવ્યો. મારા પિતાને તેણે ધમકી આપીને કહ્યું કે, " આજ રાતે બાર વાગ્યે મારો માણસ તારી છોકરીને બોલાવવા આવશે. જો તેની સાથે તારી છોકરીને મોકલીશ તો તને હું ન્યાલ કરી દઇશ, નહિ તો તારી છોકરીનું બળાત્કારે શિયળ લુંટીને, તમારાં બેયનાં ખુન કરીને, બંનેને એક પથારીમાં એક બીજાને નગ્નાવસ્થામાં ભેટીને સુતા હો તેમ સુવાડી દઇશ. લોકો માનશે કે તમને પિતા પુત્રીને વ્યભિચારનો સબંધ હતો, તેથી કોઇએ આવીને તમારૂં ખુન કર્યું છે. બધા તમારા મૃત્યુ પછી તમારી ઉપર થુ કશે."

આમ કહી તે ચાલ્યો ગયો. મેં પેલો રાક્ષસ મારા પિતાનું મારી નજર સામે ખૂન કરે, મારૂં શીયળ લુંટે, તેને બદલે અહિં કુવામાં પડી મેં મરવાનો નિશ્ચય કર્યો છે. મારૂં આ દુઃખ તમારાથી કાપી શકાય તેમ નથી. મોટો ગમરબંધીય આ રાક્ષસ જેવા કોટવા-ળથી ધ્રુજે છે. રાજાને તો દિન દશાની ખબર નથી. હું તો પ્રભુને કહું છું કે ગામની મા દીકરીઓ ઉપર ખરાબ નજર નાખનાર આ કોટવાળ અને રાજાનું સત્યાનાસ જાવ." બાઇએ રાજાને ઓળખ્યા વિના શાપ આપ્યા.

"બ્હેન ! તું રાજાને ગાળો શા માટે આપે છે ? તે તો તારા જેવોજ નિર્દોષ છે. હું તારૂં દુઃખ જરૂર ફેડીશ. ધીરજ ધર. ચાલ તારે ઘેર જઇએ, અને તારા પિતાને શુદ્ધિમાં લાવીએ.

" તમે જરૂર મારૂં દુઃખ ફેડશો ?" બાઇને શંકા આવી.

" હા. હા. મારા પર વિશ્વાસ રાખ. હું તારૂં દુઃખ ચોક્કસ ફેડીશ. કોટવાળની મગદુર નથી કે તારી સામે આંગળી પણ ચીંધી શકે બાઇને વિશ્વાસ આપ્યો. બન્ને બાઇને ઘેર ગયા. તેના પિતાને શુદ્ધિમાં લાવ્યા.

---

# પ્રકરણ ૯ મું.

## પાપીનો ફેજ.

'કેમ ! પાનાચંદ ! મોકલ તારી છોકરીને ' એક સિપાઇ રાતે બાર વાગ્યે ઘરમાં આવ્યો.

" હા ! બાપુ ! મોકલું છું. કોટવાલ સાહેબના હુકમની સામે થવાની અમારી શી તાકાત ? પણ ભાઇ ! જરા સાવચેતી રાખીને લઇ જજે. કોઇ રસ્તામાં તેને ઓળખી જશે તો અમારી આબરૂ પર પાણી ફરી વળશે. દિકરી ! બ્હેન ! બ્હાર નીકળ. આ ભાઇ સાથે જા. "

" તમે કોઇ જાતની ચિંતા ન કરતા. કોઇને હું ખબર નહિ પડવા દઉં, પાંચ વાગ્યા પહેલાં તો તમારી દિકરીને અહિં પછી પહોંચાડી દઇશ. અમારો એ તો રાત દિનો ધંધો રહ્યો. તેમાં ગાફેલ રહીએ તો કેમ પાલવે ? " સિપાઇએ મગરૂરીથી જવાબ આપ્યો. તેનો રાત દિનો ધંધો કોટવાલ માટે છોકરીઓ પહોંચાડવાનો હતો કે પ્રજાનું રક્ષણ કરવાનો ? રાજા તેને પગાર કયા કામ માટે આપતો હતો ?

તરતજ ઓરડામાંથી સોળ સણગાર સજેલ દિકરી ઘુમટો કાઢીને બ્હાર આવી અને સિપાઇ સાથે ચાલી.

કોટવાલને ઘેર પહોંચ્યા, કોટવાળ રાહ જોઇને આંટા મારતો હતો. પોતાની ધમકીથી જરૂર પાનાચંદ છોકરીને મોકલશે, એમ તેને લાગતું હતું. છોકરીને આવતી જોઇ તેનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. સિપાઇએ છોકરીને ઓરડામાં દાખલ કરી. દાખલ થતાં છોકરીએ પોતાની મેળે બારણું બંધ કરીને સાંકળ વાસી.

કોટવાળના આનંદનો હવે તો પાર જ ન રહ્યો. તે સમજ્યો કે આ તો મારા ઉપર મોહિત થઇ છે. આટલી સ્હેલાઇથી તેને આજ સુધી કોઇ છોકરી ન્હોતી મળી. અને આનું રૂપ ? તેણે આજ સુધીમાં આવું રૂપ ક્યાંય ન્હોતું જોયું.

અભિમાન અને આનંદમાં કોટવાલે મુછોને વળ આપ્યો.

છોકરી શરમાઇને દરવાજા પાસે ઉભી રહી. તેણે હજુ ઘુંઘટ ન્હોતો ખોલ્યો.

" વ્હાલી ! હવે શરમ કેની રાખે છે ? તારો આ ઘુંઘટ ઉઘાડીને તારા મુખચંદ્રના દર્શન કરવાનો લ્હાવો આપ. " આમ કહેતાં કહેતાં તે છોકરી પાસે ગયો અને અડપલું કર્યું.

છોકરી છણકો કરીને દૂર ખસી, કોટવાળ વધુ ધીરજ સહન કરી શકે તેમ ન્હોતું તેણે એકદમ છોકરીનો હસ્ત પકડ્યો અને ઘુંઘટ ઉઘાડ્યો.

પણ ' મારા બાપ ' એવી કારમી ચીસ કોટવાલથી પડાઇ ગઈ. ઘુંઘટ ખોલતાં રમણીય મુખચંદ્ર દેખાવાને બદલે યુવાન રાજા અજયની વિક્રાળ આંખો દેખાઇ. કોટવાલના રામ રમી ગયા. અજયના ગુસ્સાનો પાર ન્હોતો.

" કુતરા ! રૈયતનું રક્ષણ તો બહુ સારૂ કરે છે હો ! રાવણે તો એક સીતા હરી હતી. પણ તેં તો પ્રભુ જાણે કેટલી સીતાઓના

હરણ કર્યાં છે. કેટલી સીતાઓનાં શીયળ લૂંટવાં છે. તને શી સજા કરવી તે સમજાતું નથી. તારા કાપીને રાઇ રાઇ જેવડા ટુકડા કર્યાં હોય તો પણ તે સજા ઓછી છે. અરે તારા હાથ નીચેના પોલીસોને પ્રજાનું રક્ષણ કરવા પગાર અપાય છે કે તારે માટે રાત દિ ઓઓ પહોંચાડવા માટે ? "

આ બધું કેમ બન્યું તે વાચક સમજી ગયેલ હશે. અજયે છોકરીના બાપને શુદ્ધિમાં લાવ્યા પછી કહ્યું કે, " પોલીસ આવે એટલે તેને કહેજો કે ' ભલે મારી છોકરીને મોકલું છું ' તમારી પુત્રીનાં કપડાં મને પ્હેરવા આપો. હું ઊંચાઇમાં તમારી પુત્રિ જેવડો લાગું છું. એટલે કાંઇ વાંધો નહિ આવે. તમારી પુત્રિને બદલે હું તમારી પુત્રીના વેશમાં કોટવાલ પાસે જઇશ, અને તેની પૂરી ખબર લઇશ. "

અને આ યુકિતમાં અજય સફળ થયો.

અજયસિંહે તરતજ સીટી મારી. પોલીસોને બોલાવ્યા. અને કોટવાલને બાંધીને જેલમાં લઇ ગયા.

બીજે દિવસે સ્હવારે કચેરીમાં કોટવાલ, તેનો મળતીયો પોલીસ, અને પેલા ખોટા અક્ષર કરવાવાળા વેપારીને પકડીને લાવવામાં આવ્યા. માછીમાર, રૂપાળી, પાનાચંદ અને પુત્રિને પણ બોલાવવામાં આવ્યા. પાનાચંદ અને તેની પુત્રિને હવે ખબર પડી કે, રાત્રે આપણને બચાવનાર આપણો રાજા જ હતો. પુત્રિને પસ્તાવો થવા માંડયો કે " મેં આવા ભલા રાજાને ખાલી ભુંડા શાપ આપ્યા.

ત્રણેય ગુન્હેગારોએ પોતાના ગુન્હા કબુલ કર્યા. કોટવાલને ફાંસીની સજા થઇ. બીજા બેને દેશનિકાલ કર્યા.

રાજાએ જેસંગ, રૂપાળી પાનાચંદ અને તેની દિકરીનો આભાર માન્યો. " તમારે લીધે મારી આંખો ઉઘડી છે. નહિ તો આ કોટવાળ પ્રજા ઉપર જુલ્મો ચલાવ્યો જાત. તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. "

વાણિયાની પુત્રિએ રાત્રે આપેલી ગાળો અને શાપ માટે માફી માગી. રાજાએ હસતાં હસતાં માફી આપી.

રાજા હવે સાવચેત રહેવા માંડયો. જુલ્મી અમલદારોને કાઢી મુકયા. તેની જગ્યાએ પ્રજાની સેવા કરવાની ભાવનાવાળા સંસ્કારી માણસોને દાખલ કર્યા.

માછીમાર પોતાનો ધંધો સુખરૂપ ચલાવવા લાગ્યો. આઠ વરસ પસાર થયાં. તે દરમ્યાન રૂપાળી ત્રણ સંતાનોની માતા થઈ. જેસંગ ફકીરની આજ્ઞા મૂજબ ફકત ચાર વખત જાળ પાણીમાં નાંખતો. તેમ કરવાથી જેટલી માછલી મળે તે વેચીને પોતાનો નિર્વાહ ચલાવતો.

---

# પ્રકરણ ૧૦ મું.

---

## અડગ વ્રત.

" બા ! એ બા ! મને ભૂખ લાગી છે. બાપુ કયારે આવશે ? "

" હમણાંજ આવશે હોં ! પછી આપણે સાથે જમશું. "

• રૂપાળીએ પોતાના પાંચ વરસના બાળકને આશ્વાસન આપ્યું.

" પણ બા ! તમે ખોટું કાં બોલો ? તમે અને બાપુ તો ચાર

ફીથી નથી જમ્યા. અમને અરધો રોટલો ખાવા આપો છો. તમે હમણાં આમ કેમ કરો છો ? " આઠ વરસની છોકરી બોલી.

રૂપાળીની આંખમાંથી આંસુના બે ટીપાં સરી પડયાં તેનું શરીર હમણાં લેવાઇ ગયું હતું. છેલ્લા એક મહિનાથી માછીમારને એક પણ માછલી ન્હોતી મળી. ફકીરની આજ્ઞા મુજબ તે ચાર વખત જાળ નાખતો. ચારેય વખત જાળ ખાલી આવતી. ફકીરની આજ્ઞા ઉથાપીને વધુ વખત જાળ તે નજ નાખતો. શરૂઆતમાં તો આજ સુધીમાં જે કાંઇ બચાવ્યું હતું, તે ઉપર નભાવ્યું પણ છેલ્લા ચાર દિવસથી તો ઘરમાં કાંઇ ન્હોતું રહ્યું. બાળકોને થોડું ઘણું ખાવા આપતા અને અડગ દમ્પતિ ભૂખ્યાં રહેતાં.

દરરોજ સાંજે રૂપાળી જેસંગની રાહ જોઇને બેસતી. તેને આશા રહેતી કે આજ તો જરૂર કાંઇ મળેલ હશે. પણ લથડતે પગલે જેસંગને ઘરમાં આવતા જોઇ તેની આશા નિરાશામાં ફેરવાઇ જતી. છતાંય તે નિરાશા બતાવી દેતી નહિ. તેને લાગતું " હું જો નિરાશ થઇશ તો તેને આશા કોણ આપશે ? " તેથી મોઢા પર કૃત્રિમહાસ્ય બતાવીને તે પતિને દિલાસો આપતી.

" એમ શું નિરાશ થાવ છો ? કાલ જરૂર માછલીઓ મળવાની એ નોધારાનો આધાર કાંઇ આપણને ભૂલી નહિજ જાય, અને આપણે તો અડગ વ્રત લીધું છે તેથી કદાચ પ્રભુ આપણી કસોટી કરતો હશે. આ કસોટીમાંથી પસાર થશું એટલે આપણે અગાઉ મૂજબ સુખથી રહી શકીશું. " તે આવા પ્રકારનો દિલાસો આપતી.

આજ જેસંગ પાછો આવ્યો. નિરાશ ચ્હેરે ઘરમાં દાખલ થયો. નિશ્વાસ નાખીને સુઇ ગયો. રૂપાળીએ તેને ખુબ દિલાસો આપ્યો. આ દુઃખમાં તેને એકદમ નિદ્રા આવી ગઇ.

# પ્રકરણ ૧૧ મું

## પ્રભુ ખરેખર આંધળો બન્યો છે.

આજ હું છેલ્લો પ્રયાસ કરી લઉં. હવે પ્રભુની કસોટી બહુ થઇ. આજ કાંઇ મળે તો ઠીક છે, નહિ તો આ દેહનું સમુદ્ર દેવને બલિદાન આપી દઇશ. મને મારે માટે દુખ નથી લાગતું. પણ રૂપાળી અને મારાં બાળકોનું દુખ નથી જોઇ શકતો. તેમનાં દુઃખ જોવા કરતાં હું મરી જાઉં એ વધારે પસંદ કરૂં છું ' આવો વિચાર કરતો કરતો જેસંગ બીજે દીવસે સહવારે સમુદ્ર કાંઠે માછલીઓ પકડવા ગયો.

" હે પ્રભુ ! મારે ખાતર નહિ તો મારી રૂપાળી અને બાળકો ખાતર મારી ઉપર અમીદષ્ટિ રાખજે. " આમ કહીને તેણે જાળ પાણીમાં નાખી. અને વિચારતંદ્રામાં બેસી રહયો,

આઠ વાગ્યે તેણે જાળ નાખેલી. સાડા આઠ વાગ્યા તેણે જાળ પાછી ન કાઢી. જાળ પાછી કાઢીશ પણ તેમાં એક પણ માછલી નહિ હોય એવી તેને બ્હીક હતી. કવિએ કહ્યું છે. " કઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે. " અહિં તેથી ઉંધુ હતું કંઇ લાખો આશામાં અમર નિરાશા છુપાઇ હતી. આસાઓ તો ઘણી હતી. માછલી રોજ રોજ ન મળે એ કાંઇ બનવા જોગ છે? મારી વ્હાલી પત્નિ અને બાળકોની શુભેચ્છા શા માટે સફળ નહિ થાય ! પ્રભુ કાંઇ આંધળો થયો છે કે મારી દરકાર ન રાખે ? એવી સેંકડો આશાઓ હતી. પણ આ આશાઓમાં ' માછલી નહિજ મળે ' એ

અમર નિરાશા ડોકીયા કરતી હતી. અને જેસંગને કમકમાટી ઉપજતી હતી.

દસ વાગ્યે તેણે છેવટે જાળ ઉપાડી. આશા નિરાશા વચ્ચે તેનું દીલ હીંચકા ખાતું હતું પણ જાળ વજનમાં ભારે ન્હોતી. નિરાશા તરફ મન વધારે ઢળ્યું. જાળ બહાર નીકળી. એક પણ માછલી તેમાં ન્હોતી. તેનાથી એક નિશ્વાસ નિકળી ગયો. માથે હાથ રાખીને ગમગીન ચહેરે બેઠો. ઘામ ધખ્યો હતો. સુર્ય પોતાનાં તાતાં કિરણો વરસાવી રહયો હતો. માછીમારને તેની કાંઇ અસર ન્હોતી. તેના રહૃયમાં અને મગજમાં સુર્ય કરતાં વધુ ગરમ અગ્નિ સળગી રહ્યો હતો. તેને આ કિરણો શી અસર કરવાનાં હતાં.

આમ અરધી કલાક બેસી રહ્યા પછી તેને ભાન આવ્યું. " આમ નિરાશ થયે શો ફાયદો ? ચાલ બીજી વાર અજમાવું. પ્રભુ ખરેખર આંધળો બન્યો છે "

# પ્રકરણ ૧૨ મું

## એ શું હતું

તેણે બીજીવાર જાળ નાખી, અને વિચારમાં પડયો. બાર વાગ્યે તે ઉપાડી. આ વખતે જરાય આશા ન્હોતી તેને ખાત્રી હતી કે કાંઇ નહિ મળે. પણ જાળ જરા ભારે લાગી. તેનામાં કાંઇક આશા આવી. જાળ બ્હાર ખેંચી કાઢી જાળ આખીય કાદવથી ભરાયેલ હતી. તેમાં એક પણ માછલી ન્હોતી. મહા મ્હેનતે જાળ સાફ કરી.

ત્રીજી વાર જાળ નાખી અને વિચાર શુંન્ય દશામાં બેઠો,

આજ સાંજે આપઘાત કરવા નિશ્ચય કર્યો. બે વાગ્યે જાળ કાઢી વજનમાં ખુબ ભારે લાગી પણ તેના મોઢા પર આશા ન જણાઇ બ્હાર ખેંચી કાઢી. તેમાં મરેલ ગધેડું ભરાયેલ હતું તેના વજનથી જાળ થોડી તુટી પણ ગઇ હતી. તેણે મહેનત લઇને જાળને બરાબર કરી. તેની નિરાશાનો પાર ન્હોતો રહ્યો. પ્રભુ ઉપર જરાય શ્રદ્ધા ન રહી. " આ પ્રભુને દુનિયા દયાળુ કહે છે. મેં એક પણ પાપ નથી કર્યું, પ્રમાણિકતા અને પવિત્રતાથી મારો સંસાર નિભાવું છું એમ છતાંય પ્રભુ મને ભૂખે મારે છે. ખરેખર ! ઇશ્વર બહુજ ક્રુર છે. "

હવે છેલ્લો પાસો નાખી દેવા તેણે વિચાર કર્યો. જાળ પાણીમાં નાખી. હવે તો લગીરે આશા ન્હોતી. ચાર વાગ્યે જાળ ખેંચવા ઉઠયો. પણ આ શું ? આ વખતે તો જાળ અજબ ભારે લાગી. છતાં તે ખુશ ન થયો. નિરાશા તેના હૃદયમાં છલોછલ ભરી હતી. પોતાની હતી તેટલી શકિત વાપરી નાખ્યા છતાં જાળ સાવ ધીમે ધીમે બ્હાર આવતી હતી.

તેને એક વિચાર આવ્યો. કોઇ કદાવર દરિયાઇ પ્રાણી તો જાળને નહિ વળગી રહ્યું હોય ને ?

છતાંય તેણે જાળ ખેંચ્યેજ રાખી. છેવટે જાળમાં ભરાયેલું કડું દેખાયું. તે તેણે જોરથી ખેંચ્યું, તો એક મોટી લોઢાની પેટી બહાર આવી.

હવે તેના આનંદનો પાર ન રહ્યો. તેને ખાત્રી થઇ કે આ પેટી કિમતી ચીજોથી ભરેલ હશે. હવે મારે આખી જીંદગી કામ નહિ કરવું પડે એમ તેને લાગ્યું. ખરેખર ! પ્રભુને ગાળો આપવામાં મેં ભૂલ કરી. તે તો ગરીબનો બેલી છે.

# પ્રકરણ ૧૩ મું.

## પ્રેમલીલા

" હવે હું જોઉં તો ખરો કે આમાં છે શું ? " એમ કહીને તે લોઢાની પેટીને જરા દૂર કિનારા પર ઘસડી લાવ્યો.

તેનું ઢાંકણું બરાબર મજબુત હતું. તેના પર ભયાનક રાક્ષસના આકારનાં ચિત્રો હતાં, આ ચિત્રો જોતાં જેસંગ જરા કંપ્યો. પેટીને ખખડાવી જોઇ. પણ કાંઇ અવાજ ન થયો.

" ખરેખર ! મારાં નસિબ ખુલી ગયાં. પેટીમાં મૂલ્યવાન વસ્તુઓ ઠાંસી ઠાંસીને ભરેલ હોવાથી કાંઇ ખખડતુંય નથી. હવે આને ઉઘાડવી કેવી રીતે ? આમ હાથેથી તો કાંઇ ઉઘડે એમ નથી. ઘેરથી કાંઇક હથીયાર લઇ આવું. રૂપાળીને પણ સાથે લેતો આવું. તે પેટી ઉઘાડવામાં મદદરૂપ થઇ પડશે. આ બધું રૂપાળીને પ્રતાપે મલ્યું હોય તે સંભવિત નથી ? ખરેખર ! રૂપાળી તો સ્વર્ગની દેવી છે. મારા જેવા પામરને આ રત્ન સાંપડયું છે, એ મારાં ઓછાં સદભાગ્ય નથી. તે ન હોત તો મારૂં શું થયું હોત ? રૂપાળીએ મારા મામુલી સંસારને સ્વર્ગમય બનાવ્યો છે. " તેણે એક ખાડો ખોદ્યો. તેમાં પેટી રાખી અને ઉપર રેતી ભરી દીધી.

ઘેર દોડયો. રૂપાળી ચિંતામાં બહારથી આનંદ બતાવતી છોકરાંને રમાડતી હતી, રસીલી વાર્તાઓ કહેતી, હસતી અને તેમની સાથે રમતી પણ ખરી. બાલકો રમતાં રમતાં ઉંઘી ગયાં. તેવામાં દરવાજો ખખડયો.

" આજ અત્યારમાં કેમ આવ્યા હશે ? " રૂપાળીને વિચાર આવ્યો. પણ તરતજ તેના મોઢા પર લાલાશ આવી. આંખોમાં આશા દેખાઇ " આજ ચોક્કસ માછલી મલી હશે. તે વેચીને ઘેર વ્હેલા આવેલ છે. " તેની આંખમાંથી હર્ષનું એક આંસુ પડયું. વધુ ખાત્રી માટે તેણે પૂછયું " કોણ છે ? "

" એ તો રૂપાળીનો જેસંગ ! " જેસંગે પ્રેમાળ સ્વરે જવાબ આપ્યો.

અવાજમાં રહેલ આનંદ અને સંતોષ રૂપાળી સમજી ગઇ. તેને ખાત્રી થઇ કે આજ મ્હેનત નકામી નથી ગઇ. હરીણીને વેગે તે દોડી. સાંકળ ખોલી. જેસંગે તેને બાથમાં લઇ લીધી, અને તેના કપોલપ્રદેશમાં એક ચુંબન લીધું.

" તમે તો એવાને એવા રહ્યા. સાવ નફ્ટ. શરમાતા નથી ? શરમ બધીય વેચી ખાધી છે કે શું ? " રૂપાળીએ બનાવટી છણકો કરતાં કહ્યું.

" મારી રૂપાળી પાસે શરમ બધીય ચાલી જાય છે. રૂપાળી પાસે જો ખોટો વિવેક કે શરમ રાખું તો મારૂં જીવતર ધુળ. થાય " રૂપાળીનું મોઢું આનંદથી લાલચોળ થઇ ગયું.

" આપણા બાળકો આ દેખે તો કેવું ખરાબ ! એકાંતમાં તમે ગમે તેમ વરતો તે ચલાવી લેવાય. આટલાં આટલાં વરસ આ દેહનો ઉપભોગ કર્યો છતાં હજુ નથી ધરાયા કે આમ ધોળે દિવસે અડપલાં કરો છો ? "

" રૂપાળી ! તારાથી ધરાઉં એટલે તો મારૂં આવી બને. તારો આ દેહ જો જડ હોત તો હું જરૂર ધરાઇ રહ્યો હોત પણ આ

દેહમાં સ્નેહાળ આત્મા વસે છે તેથી આ દેહનો જેમ જેમ ઉપભોગ કરતો જાઉં છું, તેમ તેમ અસંતોષ વધતો જાય છે. પણ તારી એક વાત ખરી છે. બાળકો આપણને આ સ્થિતિમાં જુએ તો તેમના કુમળાં મગજ પર બહુ ખરાબ છાપ પડે. "

રૂપાળીએ પોતાના અસ્તવસ્ત થયેલા કપડાં બરાબર સરખાં કર્યાં, બંને ઘરમાં દાખલ થયા. ઉંઘેલાં બાળકો જાગ્યાં હસતાં હસતાં માબાપને ઘેરી વળ્યાં.

આ આનંદમાં જેસંગ જે કામ માટે આવ્યો હતો તે ભૂલી ગયો.

---

# પ્રકરણ ૧૪ મું.

## રૂપાળીનું દુઃખ

બાળકો બ્હાર રમવા ચાલ્યાં ગયાં.

" આજ તો તમે તો ખુબ લહેરમાં લાગો છો. માછલીઓ ખુબ મળી કે શું ? વાત તો કરો ? કાંઇ પૈસા લાવ્યા હો તો બજારમાથી કાંઇ નાસ્તો લાવું. જુઓને ? તમે ચાર દીવસમાં કેટલા બધા દુબળા પડી ગયા છો રૂપાળીએ થોડી વાર પછી પુછ્યું.

તું આવું ખોટું ખોટું બોલતાં કયારથી શીખી ? મારા કરતાં તો વધારે દુબળી તું પડી ગઇ છે તારા જેવી દેવી માટે હું માત્ર નાલાયક છું હું તારૂ પેટ પણ નથી ભરી શકતો. મને ધિક્કાર છે

વળી આ ગાંડા કાઢવા મંડયા ને ? ખરેખર તમાગામાં

થોડુંક ગાંડપણ તો છે હો ં મેં કાંઇ તમને ઓછા હેરાન કર્યા છે ? તમે મારે માટે કાંઇ ઓછું દુઃખ નથી ભોગવ્યું આજનો કયો પતી પોતાની પત્નિ માટે મરી ફીટે છે ? બાયડીને તો બધા જોડાની પેઠે રાખે છે વહુ બીચારી પતીને પરમેશ્વર માનતી હોય અને આ પતીદેવ તેને ગુલામડી કરતા ય હલકી માને પોતાનું પેટ ભરે અને વહુ જીવે છે કે મરી ગઇ તેની ય ફીકર ન રાખે અને તમારી ઉદારતા હું કેમ ભુલુ ? હાલના કેટલાય પતી પોતાની સ્ત્રીની આબરૂ લુંટાતી હોય ત્યારે પોતાનો જીવ બચાવવાની ચિંતામાં પડે છે અને બીચારી નીરાધાર સ્ત્રીને આબરૂ લુટાયા પછી ઘરમાં પેસવા નથી દેતા રામચંદ્રજી જેવાએ પવિત્ર સીતાજીનો ત્યાગ કર્યો હતો તમે મારી આબરૂ લુટાતી જોઇ છતાં મારો ત્યાગ ન કર્યો એ ઉપકાર હું ભવેભવ નહી ભુલું રૂપાળી ચોધાર આંસુએ રડવા મંડી પોતાની આબરૂ લુંટાઇ ગઇ હતી તે માટે તેને બહુ લાગી આવતું હતું બે ત્રણ વારતો તેણે આપઘાત કરવા પણ પ્રયાસ કરેલા પણ જેસંગને ખબર પડી જતા તેને આપઘાત કરતાં અટકાવેલા અને કહેલ કે—હવે કોઇ દીવસ આવા પ્રયાસ કરે તો તને મારા સોગન છે " અને પતીના સોગન રૂપાળી જેવી પતીવૃતા સ્ત્રી તો નજ ભાંગી શકે ને ? છતાં ય તેને અવારનવાર આબરૂ લુટાયાની વાત યાદ આવતી અને તેને ખુબ દુખ થતું જેસંગને મોઢુ દેખાડતા પણ તેને કોઇ કોઇ વાર શરમ થતી

આજ પણ તેને તે વાત યાદ આવી અને ચોધાર આંસુ પાડવા લાગી જેસંગે તેને શાંત પાડવા ઘણા પ્રયાસ કર્યા લગભગ અરધા કલાકે તે શાંત પડી.

# પ્રકરણ ૧૫ મું

## હકદાર કોણ

રૂપાળી ? તું કયાં ઓછી ઘેલી છો ! ગઇ ગુજરી સાંભળવાથી શો ફાયદો ? અને તેં કાંઇ રાજીખુશીથી આબરૂ લુંટાવા દીધી છે ? તને ભાન પણ ન્હોતું અને એ રાક્ષસે ઘોર કામ કર્યું. તું જો એ ભાન ન થઇ હોત તો એ રાક્ષસની મગદુર હતી કે તારા દેહને અડી શકે ! છતાંય જો તું તેને પાપ માનતી હો તો, તેં આજ સુધી ખુબ રડી રડીને, રદય બાળીને તેનું પ્રાયશ્ચિત કર્યું છે. બે ત્રણ વાર આપઘાત કરવા મહેનત કરી એજ તારા પાપનું પ્રાયશ્ચિત હવે આ વાત આપણે જવા દઇએ. હું તો તને એક ખુશખબર કહેવા આવ્યો છું. આપણી પ્રેમમસ્તીમાં હું તે સાવ ભુલી ગયો. માછલી તો એકે ય નથી મળી. ”

“ હેં ? ” રૂપાળી ચમકી.

“ એમ નિરાશ થવાની જરૂર નથી, માછલીને બદલે એક મજબુત લોઢાની પેટી મળેલ છે. તે ખુબ ભારે છે. મને લાગે છે. કે તેમાં સોના મહોરો ભરેલી હશે. આપણે ન્યાલ થઇ ગયા છીએ. હું હથીયારો લેવા આવ્યો છું. તું પણ મારી સાથે આવીશ ? પેટી ઉઘડાવવામાં તારી મદદ મને ખુબ ઉપયોગી થઇ પડશે. તને તો ખબર છે કે આવા કામમાં હું સાવ બાઘો છું માટે તારી મદદ વિના આ પેટી ખુલે એમ લાગતું નથી. ”

“ વાહ ? બહુંજ સરસ ? ત્યારે આપણે પ્રભુની કસોટીમાંથી આબાદ નીકળી ગયા કે શું ! હું ન્હોતી કહેતી કે તે કૃપા સિંધુ

આપણને નહિ ભુલી જાય ? હાથીને હારો અને કીડીને કણ તે આપી દે છે પણ તે પેટી આપણે છાનીમાની લઇ લઇએ તેમાં પાપ નથી ! એ ચોરી ન કહેવાય ? "

" ચોરી શા માટે ? એમાં પાપ તે શેનુ ! આપણે મહેનત કરીને દરીયામાંથી કાઢી છે. માટે તે પેટી આપણીજ છે. '

" ના આપણે દરીઆમાંથી માછલી પકડવાનો પરવાનો રાજા સાહેબ પાસેથી લીધો છે. સોનામહોરોની પેટીઓ લેવાનો પરવાનો કંઇ ઓછોજ લીધો છે ? માટે તે પેટી પર રાજા સાહેબનો હક છે. તે રાજા સાહેબને આપણે આપી દેવી જોઇએ અને આપણો રાજા કેટલો ભલો છે ! તેણે આપણા ઉપર ઓછા ઉપકાર કર્યા છે ! તે રાજાનો વિશ્વાસ ભંગ કરાય ! કોઇ ચોર તેના મહેલમાંથી જ આ પેટી ચોરીને, ગભરાઇ તે દરીયામાં ફેંકી ગયો હોય તો ? એ ચોરીનો માલ આપણાથી લેવાય ? "

" તો પછી આપણે ભુખે મરવું ! "

" આપણો રાજા એવો કૃતઘ્ની નથી. તે આપણને સારૂં ઇનામ આપશે. પણ તેનો વિચાર આપણે કરવાનો નથી. તે ખુશી પડે તો ઇનામ આપે. ખુશી પડે તો ન યે આપે. સત્ય અને પ્રમાણીકતાની ખાતર જ તે પેટી ઉઘાડીને, તેમાંથી કાંઇ મુલ્યવાન વસ્તુ નીકળે તો તે રાજાને સ્વાધીન કરી દેવી જોઇએ. "

" રૂપાળી ? તારૂં કહેવું હવે મને સાચું લાગે છે. તેં મને પાપ કરતાં બચાવ્યો છે. આનંદમાં ને આનંદમાં હું ભાન ભુલ્યો હતો. તેં જીવનમાં ઘણી ય ભૂલો કરતાં મને અટકાવ્યો છે. આજ પણ તેં મને બચાવ્યો. તું ન હોત તો મારૂં જીવન જ કેમ નભત

તે હું નથી સમજી શકતો. મારો ઉદ્ધાર કરવા માટે જ પ્રભુએ તને મોકલી હોય એમ લાગે છે."

"વળી પાછું ગાંડપણ ! " આમ કહી રૂપાળીએ જેસંગના ગાલ પર વ્હાલથી ટપલી મારી.

---

# પ્રકરણ ૧૬ મુ

---

## દૌલત કે દૈત્ય.

બાળકો ક્યારના ય બ્હાર રમવા ગયાં હતાં. રૂપાળીએ હથોડી, છરી વિગેરે ઓજારો શોધ્યાં. બન્ને બ્હાર નિકળ્યાં. ઘરને તાળું માર્યું. રમતાં બાળકોને કહ્યું, " અમે હમણાંજ આવીએ છે હોં ? તમે અહિં રમજો ! "

રસભર વાતો કરતાં કરતાં તેઓ દરીઆ કિનારે ગયાં ખાડામાંથી પેટીને કાઢી. મહા મ્હેનતે તેને ઉઘાડી. તેમાં શું છે તે જોવા માટે બન્ને પેટી ઉપર નમ્યા. તેવામાં ભયાનક અવાજ થયો. પેટીમાથી ધુમાડાનું વાદળ નીકળ્યું. બન્ને ધુમાડાથી ગુંગળાયાં, અને બેશુદ્ધ થઇને જમીન ઉપર પડયાં.

પાંચ મીનીટ પછી તેમને ભાન આવ્યું. ધુમાડાનું વાદળ આકાશમાં ઉંચેને ઉંચે જતું હતું. પેટી સાવ ખાલી હતી. આશ્ચર્ય ચકિત થઇને બન્ને આકાશ સામે જોઇ રહ્યાં. કાંઇ આફત આવી હોય એમ લાગ્યું. બન્ને દિગ્મુઢ થઇ ગયાં. પેટીમાં કાંઇ ન હોવાથી નિરાશા તો થઇજ. છતાં વાદળ શેનું હશે તે જોવાની ઉત્સુકતામાં નિરાશા દબાઇ ગઇ.

તેઓ આકાશ સામે જોઇ રહ્યાં.

વાદળ ખુબ ઉંચે ગયા પછી, પાછો ભયાનક અવાજ થયો. વાદળમાં એક આકાર દેખાવા લાગ્યો તે આકાર ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યો. જરા નીચે આવતા બન્નેને માલુમ પડયું કે આ તો કોઇ ભયાનક રાક્ષસ છે.

તેના હાથ, પગ, માથું વિગેરે બહુજ કદાવર હતાં. તેની આંખો વિક્રાળ હતી. આ આંખો જોતાં રૂપાળી અને જેસંગનાં હાજાં ગગડી ગયાં. પરંતુ આપદ સમયે હિંમત રાખવા તેમણે નિશ્ચય કર્યો. રાક્ષસ સાવ નીચે ઉતર્યો.

" હે ! હિરણ્યાકશ્યપુ ! મને માફ કર ! હું તારે તાબે છું. હું કદિ તારી સામે નહિં થાઉં. મારાથી ભૂલ થઇ ગઈ. માફ કર " ભયાનક અવાજે રાક્ષસે ચીસ પાડી.

---

# પ્રકરણ ૧૭ મું.

---

## રાક્ષસનો ક્રોધ.

આ ચીસ સાંભળીને રૂપાળી અને જેસંગના રામ રમી ગયા. છતાંય હિંમત પૂર્વક જેસંગ બોલ્યો.

" અરે મૂર્ખ રાક્ષસ ! હિરણ્યાકશ્યપુ હિરણ્યકશ્યપુ શું કરે છે ! તારૂં મગજ ઠેકાણે છે કે નહિ ? હિરણ્યકશ્યપુને આજ લાખો વરસ થઇ ગયાં. પ્રભુએ નૃસિંહાવતાર ધરીને તેને ચીરી નાંખ્યો, એ

વાતનું તને ભાન નથી ? એ રાક્ષસની માફી શા માટે માગે છે ? તું ભાનમાં છે કે મદિરા પીને ગાંડો બન્યો છે ? ”

“ તુચ્છ ! મગતરાં ! આટલો ઘમંડ ! એક પૂંછું કે હું મોટા મોટા પહાડો ઉડાવી શકું છું. ધારૂં તો એક લાતે પૃથ્વીનું સત્યાનાશ વાળી શકું છું મોટા માંધાતાનેય ધ્રૂજાવી શકું છું. જળમાં સ્થળ કરી શકું છું. સ્થળમાં જળ લાવી શકું છું. તારા જેવાં તુચ્છ મગતરાનો એક ક્ષણમાં ભુક્કો કરવા શક્તિ ધરાવું છું. મને તું મૂર્ખ કહે છે ? ખરેખર તારૂં મોત ગંધાય છે. તારાં સો વર્ષ પૂરાં થયાં છે. તમે બંને અહિં ઠીક આવી ચઢ્યાં. મને ભુખ ખૂબ લાગી છે. ” આમ કહીને રાક્ષસ એક પગલું આગળ વધ્યો પોતાનું મોઢું ફાડ્યું. તેની આંખો ક્રોધથી ભભુકી ઉઠી. તેના અંગમાં તનમનાટ મચી રહ્યો.

જેસંગને તો લાગ્યું કે હવે આવી બન્યું. જીવવાની આશા છોડી દીધી. છતાંય મોત માણસને કોઇ દિવસ ગમે ખરૂં ? અને જેસંગ તો આશા ભર્યો હતો. પોતાની રૂપાળી સાથે હજુ તો ખૂબ સુખ ભોગવવાની અભિલાષા હતી. પોતાનાં બાલકોને પરણાવવાના કોડ હતા. અને એવી ઘણીય આશા હતી.

રૂપાળી આટલી બધી ન્હોતી ગભરાતી. એતો આત્મભોગની મૂર્તિ હતી. તે પોતાને માટે ન્હોતી જીવતી. પ્રીયતમ માટે જીવતી હતી. તેની ઇચ્છાઓ, તેની આશાઓ, તેનું સુખ, બધું તેના પતિમાં હતું. રાક્ષસ પોતાના પતિને મારે તે પ્હેલાં પોતાને મારી નાખે એજ એની અત્યારે અભિલાષા હતી. પોતાના પતિનું મૃત્યુ પોતાની નજર સામે કેમ જોઇ શકાશે, એજ એનું મહા દુ:ખ હતું.

# પ્રકરણ ૧૮ મું.

## પરોપકારનો બદલો

" રાક્ષસરાજ ! ક્ષમા કરો હું મૂર્ખ માણસ છું મારાથી અવિવેક થઈ ગયો. આપની મહત્તાને મારા જેવા મૂઢ જાણીતો નજ શકે ને ? આપ જેવા અદભૂત સામે અવિવેક બતાવવાનું મારૂં તે શું ગજું ? તમારા અજબ ચમત્કારથી હું ગભરાઇ ગયો. મારી બુદ્ધિ ઠેકાણે ન હતી. અને મારામાં બુદ્ધિ હોય પણ ક્યાંથી ? હું એક અભણ ગરીબ માછીમાર હું કાંઇ ઓછો ભણેલો છું કે વિવેક બતાવતાં આવડે ? " જેસંગે ખુબ દીનતાથી ઉપલા શબ્દો કહ્યા.

રાક્ષસની આંખોમાંની રતાશ જરા ઓછી થઇ ખુશામત કોને નથી ગમતી ? રાક્ષસ આ ખુશામતથી પાણી પાણી થઇ ગયો. તેના અવાજમાં જરા કોમળતા આવી.

" અલ્યા ! હવે ઝાઝો ડાહ્યો થા મા ? ને ગાળો દીધા પછી ગોળ પીરસતાં તને ઠીક આવડે છે હો ? પણ આ પેટી સાગરમાંથી કોણે કાઢી ?"

જેસંગને આશા આવી. તેને લાગ્યું કે, " હવે જરૂર બચી જવાનો. મેં આ પેટી સાગરમાંથી કાઢી છે, એમ કહીશ એટલે તે મારી ઉપર ખુશ થવાનો અને કદાચ કાંઇ ઇનામ પણ આપે. "

• બાપુ એ પેટી તો તમારા આ સેવકે કાઢી છે સાલ્લી પેટી બહું ભારે તો ખરી હો ! મારો તો ખેંચો ખેંચીને કુચો નીકળી ગયો કેમે ય કરીને બહાર ન્હોતી આવતી અને તેને

ઉઘાડવામાં પણ કાંઇ ઓછી મૂશ્કેલી નથી પડી મારી વહુને બોલાવી લાવ્યો હથીઆર લાવ્યો અમે બે યે મહા મ્હેનતે તે ઉઘાડી.

" ત્યારે તો તારાં સો એ વરસ આજ પુરાં થઇ ગયાં.

પ્હેલા તારી આજીજીઓ ઉપરથી મે નિશ્ચય કરેલો કે તને જીવતો જવા દેવો પણ આતો પ્રતીજ્ઞાનો પ્રશ્ન છે મ્હે પ્રતીજ્ઞા લીધેલી ક જે માણસ મારી પેટીને સાગરમાંથી કાઢીને મને છુટો કરશે તેને હુ મારી નાંખીશ આ પ્રતીજ્ઞા પુરી કરવા ખાતર તને મારી નાખ્યા વીના છુટકોજ નથી પરંતુ તેં કરેલા ઉપકારના બદલામાં એક ઉપકાર તો હું તારી ઉપર જરૂર કરીશ.

---

# પ્રકરણ ૧૯ મું

---

## રાક્ષસની આત્મ કથા

જેસંગ ધ્રુજવા મંડયો, તેની બધી આશા સરી પડી.

" કઇ જાતનો ઉપકાર તમો કરશો ? " જેસંગે ધ્રુજતાં ધ્રુજતાં પુછયું.

" તારી ઇછા મુજબ મોત આપું. તું કહે તો તને કાપી નાખું. કહે તો તને આખોને આખો ખાઇ જાઉં, કહે તો જમીન પર પછાડીને તારા કુરચા ઉડાવી દઉં, કહે તો આકાશમાં ફેંકી દઉં, તું કહે તો સમુદ્રમાં ડુબાડી દઉં. બોલ તને કઇ જાતનું મોત આપું ? તેનો તારે નિર્ણય કરવાનો છે ? "

" બાપુ ! આમ મશ્કરી શા માટે કરો છો મેં તમને સમુ-

દ્રમાંથી કાઢયા મેં તમને બચાવ્યા તેનો આવો બદલો આપો એ શું સંભવિત છે ? ”

“ હું જરાય મશ્કરી નથી કરતો, મેં પ્રતિજ્ઞા કરેલ છે કે જે મને આ પેટી ખોલીને મને બચાવે તેને મારી નાખવો. ”

“ પણ આવી ગાંડી ગાંડી પ્રતિજ્ઞા હોતી હશે ? ”

“ હા. હા. તું જાણે છે કે હું કોણ છું ?

“ ના ! તમારી વાત તો કહો ? તમે આવી શા માટે પ્રતિજ્ઞા લીધી ?

“ મારૂં નામ અતિકાય. હું એક ન્હાનકડા રાજ્યનો સ્વતંત્ર રાજા હતો. ભોગવિલાસ ખુબ માણતો હિરણ્યકશ્યપુએ મારા રાજ્ય ઉપર હુમલો કર્યો. હું તેની સામે થયો. પણ કાંઇ ન વળ્યું. તેને તો આખી સૃષ્ટિનું રાજ્ય લેવું હતું ને ? તેમાં હું તે કઇ વસાતમાં ? મને અને મારા કુટુંબને કેદ કરવામાં આવ્યું. મારૂં રાજ તેણે પચાવી પાડયું.

હિરણ્યકશપુ માણસો તરફ ખુબ કુર હતો. રાક્ષસો તરફ માયાળુ હતો. તેણે પોતાના શહેરમાં મને એક મોટો મ્હેલ આપ્યો. અને બહુ મોટું વર્ષાસન મને આપવા માંડયું. જીવનમાં બે જ વસ્તુની જરૂર છે, એમ હું માનું છું. મદીરા અને સુન્દરી. આ બન્ને વસ્તુંઓ મને ત્યાં મળી રહેતી એટલે રાજ ગયું તેની મને ઝાઝી પરવા ન્હોતી.

મદિરા તો જાણે ઠીક. પણ સુન્દરી મને એક ને એક પસંદ ન આવતી. વિવિધતાનો હું શોખીન હતો. મારા નોકરો શહેરમાંથી હંમેશા સંખ્યાબંધ રૂપસુન્દરીઓ ઉપાડી આવતા. હું તેમની સાથે યથેચ્છ વિહાર કરતો.

હું બહુ જ કામી છું. એકી સાથે વીસ વીસ રમણીઓ સાથે હું રતીવિલાસ કરી શકતો. બળાત્કારમાં મને ખાસ આનંદ આવતો. સુન્દરી રાજીખુશીથી મારે તાબે થાય તેના કરતાં મારે તાબે થવામાં સખ્ત નારાજ હોય તેની સાથે સંભોગ કરવામાં મને ખાસ આનંદ આવતો.

હિરણ્યકશ્યપુને કાને મારી ફરીયાદ ગઇ. પ્હેલાં તો તેણે આંખ આડા કાન કર્યાં, પણ ફરિયાદ ખુબ વધી પડી. તેણે મને ખાનગીમાં બોલાવ્યો. ઠપકો આપ્યો, અને ફરીથી આમ ન કરવા સુચના આપી. મેં તેને ચોકખું કહી દીધું કે " હું તો દરરોજ એમને એમ વરતવાનો ". હિરણ્યકશ્યપુ ક્રોધમાં આવ્યો. તેનું મોં લાલચોળ થયું. તેણે એટલું જ કહ્યું, ત્યારે હું જોઇ લઇશ. "

હિરણ્યકશ્યપુ એ કંઇ યોગી ન્હોતો. તેણે દોઢસો રખાત રાખી હતી, અને તેમાંથી તેની ખાસ માનીતી વીસ તો જુદા જ મ્હેલમાં રહેતી.

મારા પ્રતાપે ગામમાં હોહાટ થવાથી, ઘણી રૂપાળી સ્ત્રીઓએ મારી બ્હીકથી ગામ છોડી દીધું. હવે મારા માણસોને સ્ત્રીઓ મેળ-વવામાં ખુબ મુશ્કેલી પડવા લાગી. પ્હેલાં વીસ પચ્ચીસ લાવતા. હવે તો ત્રણ ચાર ત્રણ ચાર લાવવા મંડયા. મને તેથી સંતોષ વળે તેમ ન્હોતું.

મારે પચ્ચાસ રાણીઓ તો હતી. પણ તેઓ મારા માટે જરા પણ યોગ્ય ન્હોતી રહી. અને તે સિવાય હું તો વિવિધતાનો શોખીન રહ્યો.

હું મુંઝાયો. હવે શું કરવું ? તે દિવસે હિરણ્યકશ્યપુએ મારૂં અપમાન કરેલ હોવાથી હું ખુબ ધુંધવાતો હતો ત્યાં એક વીચાર

આવ્યો હિરણ્યકશ્પુ તે દિવસે જ શિકાર માટે જંગલમાં ગયો. આઠ દિવસે તે પાછો ફરનાર હતો. માટે તેની દોઢસો રખાતનો ઉપયોગ કરૂં તો ?

વિચાર અમલમાં મેલ્યો. પ્હેલે દિવસે રાતે બાર વાગે તેની વીસ માનીતી રખાતને બંગલે પહોંચ્યો. પ્હેરેગીરોમાંથી થોડાને મારી નાખ્યા અને થોડાને લાંચ આપી શયનગ્રહમાં ધુસ્યો. બધી ય સ્ત્રીઓએ કકળાટ કરી મુકયો પણ મારી આગળ તેનું કાંઇ ન ચાલ્યું બધીય સ્ત્રી ઉપર બળાત્કાર ગુજારતાં તેઓ બેશુંધ્ધ થઇ ગઇ

આ પ્રમાણે બાકીની ૧૩૦ સ્ત્રીઓને આઠ દીવસમાં ભ્રષ્ટ કરી નાંખી મારી વાસનાને ખુબ સંતોષ મલ્યો કારણ કે બધા બળાત્કારના કીસ્સા હતા.

આઠમે દીવસ હિણ્યશકયપુ આવ્યો રાજકાજમાંથી પરવારી બંગલે પહોચ્યો કોઇ તેની વાસના પુરી પાડી શકે તેવી સ્થીતીમાં ન્હોતી તેમણે પોતાની આપવીતી કહી દોઢસો એ દોઢસો સ્ત્રીની આ સ્થિતી થઇ છે તેની ખબર પડતાં તેના ક્રોધનો પાર ન રહ્યો

તે વખતે તેણે મને બોલાવ્યો હું ન ગયો મને પકડવા સૈન્ય મોકલ્યું તેમને મેં હંફાવ્યું મહામ્હેનતે હું પકડાયો હિણ્યકસ્યપુની રૂબરૂમાં મને રજુ કરવામાં આવ્યો,

તે મને ખાનગી ઓરડામાં લઇ ગયો મે કરેલા અત્યાચાર સંબધે પ્રશ્ન કર્યો મે નફટાઇથી હા પાડી અને કહ્યું કે મારી આ ટેવ તો હું ચાલુ રાખવાનો.

હવે તેના ગુસ્સાનુ પુછવુજ શુ ? તેની આંખમાં ભભુકતો અગ્નિ મને બાળી નાખશે એમ મને લાગ્યું તરતજ તેણે પોતાના નોકરોને બોલાવ્યા અને લોઢાની મોટી પેટી લાંવવા કહ્યુ.

તેઓ પેટી લાવ્યા. આમાં બેસી જા ! તેણે મને હુકમ કર્યો મે ચોકખી ના પાડી બરજોરીથી મને બેસાડવાનુ નક્કી થયું ખુબ ધમાચકડી પછી નોકરો મને પેટીમાં બેસાડવામાં સફળ થયા ઉપરનું ઢાંકણું બંધ કરી દીધું. અને તેણે પોતાના માણસોને હુકમ કર્યો, " આ પેટીને સાગરમાં ફેંકી દો. "

અને આમ સમુદ્રમાં મને ફેંકવામાં આવ્યો. સમુદ્રમાં આમ ઘસડાતાં અસંખ્ય વરસો પસાર થયાં. તેનો ઇતીહાસ કહેવાનો અત્યારે મને વખત નથી. કેટલાક વરસ તો મગરમચ્છના પેટમાં મારી પેટી રહી. આમ હું ખુબ મુંઝાવા લાગ્યો. મેં પ્રતિજ્ઞા લીધી કે, " જે કોઇ મને આ પેટી ખોલીને છોડાવે તેને ત્યાં લક્ષ્મીના ભંડાર ભરી દઉં. " ઘણા વરસ મુંઝવણમાંને મુંજવણમાં પસાર થયાં મને છોડાવનાર કોઇ ન મલ્યો. એક એક દીવસ જ્યાં યુગ જેવડો લાગે ત્યાં આટલાં આટલાં વરસ પસાર કરતાં કેટલીક વેદના થતી હશે, તેનો ખ્યાલ આવે છે ? હું ખુબ મુંઝાગો. મેં ફરીથી પ્રતીજ્ઞા લીધી કે, " હજુ કોઇ મને છોડાવે તો ભુતળનું તમામ ધન બતાવી દઇને તેને ન્યાલ કરી નાખું. " સેંકડો વરસ પસાર થયાં. સુંદરી અને મદિરા વિના એક દિવસ જેને કાઢવો મુશ્કેલ થઇ પડતો, તેને આટલાં વરસ કાઢતાં કેટલું દુઃખ થતું હશે. ! મેં પાછી પ્રતીજ્ઞા લીધી, " હજુ કોઇ મને છોડાવે તો તેને મોટો દિગ્વીજયી રાજા બનાવી દઉં અને સદા અદ્દશ્ય રૂપે રહી હમેશાં તેના ત્રણ હુકમ બજાવું ગમે તેવા હુકમનો હું અમલ કરૂં. " હજારો વરસ પસાર થયાં. મને કોઇ છોડાવનાર ન મલ્યો. હવે હું ક્રોધે ભરાયો, અને પ્રતીજ્ઞા લીધી કે " હવે જે કોઇ મને છોડાવશે તેનો હું જીવ લઇશ. પણ તેના ઉપર એક ઉપકાર જરૂર કરીશ અને

તે એ કે તેની ઇચ્છા હોય એ રીતે તેનો જીવ લેવો " માટે હવે એકદમ બોલી નાખ ! તારો કેવી રીતે જીવ લઉં ? મારે હજુ ઘણુંય કામ છે. આટલા વરસ સુંદરી વિના પસાર કર્યો હોવાથી હું કામ વિવહળ થયો છુ મારા સદભાગ્યે અહીં એક રૂપસુંદરી તો મોકલી છે. ( રૂપાળી તરફ આંગળી ચીંધી ) તે મને પુરો સંતોષ તો નહીજ આપી શકે. અત્યારે કામ ચલાઉ સંતોષ મળે તો બસ છે માટે એકદમ બોલી નાંખ. તને કેવી રીતે મારી નાખું ? મારી આ પ્રતીજ્ઞા પુરી કર્યા પહેલા મહારાથી એક પણ કામ નહી થઇ શકે. "

" બાપુ ! આ મશ્કરી જવા દો તમારા વૃતાંતમાં સાચું કેટલુ. છે તે તો હું નથી જાણુતો. પણ એક વાત હું નથી માની શકતો આ પેટીમાં તો હું સમાઇ શકું તેમ નથી તો પછિ તમે તેમાં સમાઇ શકયા હો તે સાવ અસંભવીત છે. અને તમે પેટીમાંથી કયાં નિકળ્યાં છો ? તમે તો આકાશમાંથી ઉતરીને આવ્યા છો. આવી ખોટી વાતો કરીને અમને શા માટે બ્હીવડાવો છો ! જેસંગને એક સરસ યુકિત સૂજવાથી દીનતાથી કહ્યુ.

---

# પ્રકરણ ૨૦ મું.

---

## રાક્ષસ ફસાયો.

" તું તો સાવ મુરખ છે માછીમારને અક્કલ તો ન હોય પણ આટલીય સાધારણ અક્કલ નહી હોય એમ હુ ન્હોતો ધારતો. હું ધુંવાડા રૂપે બ્હાર નીકળી આવ્યો તેનુ તને ભાન નથી ! રાક્ષસે તિરસ્કાર પુર્વક કહ્યું

તે દરમ્યાન રૂપાળીએ નાસી જવા પ્રયત્ન કર્યો રાક્ષસ ચેતી ગયો તેણે ધુળની એક ચપટી તેની સામે નાંખી. રૂપાળીના પગ જમીન સાથે ચોંટી ગયા. ગમે તેટલી મ્હેનત કરવા છતાં તે ન ખસી શકી

" બાપુ ! એ વાત તો કેમ મનાય ? ધુમાડા રૂપે તમે કેવી રીતે નીકળી શકો ? ' જેસંગે પુછયુ.

" સાવ અણઘડ ! જો આવી રીતે તમે મુર્ખ માણસો એક ચીજ બતાવ્યા વીના ફકત સમજાવ્યાથી તો ન જ સમજી શકો. "

આમ કહીને રાક્ષસે પોતાના શરીરને ધુમાડા જેવુ કરી નાખ્યું અને પેટીમાં જઇને બેઠો જેસંગે તરતજ ચપળતાથી પેટીનુ ઢાંકણુ બંધ કરી દીધું.

' અરે એ શું કરે છે, ? રાક્ષસે પુછયું.

" અધમ ! પીશાચ ! તારે લાયક કામ કર્યું છે તારા જેવા પર ઉપકાર કરવો નકામો છે " જેસંગે ક્રોધથી કહ્યું.

" અરે એ તો હું જરા મશ્કરી કરતો હતો. એમ હું કાંઇ ગાંડો છું કે મારા ઉગારનારને મારી નાખું ? તુ તો સાવ મૂઢ લાગે છે. એટલુંય ન સમજી શકયો કે એ તો મશ્કરી હતી ! લે ! લે ! હવે બ્હાર કાઢ "

હું બરાબર સમજી ગયો છું, બચ્ચા ! હવે લ્હેર કર. "

પણ રાક્ષસે ખુબ કાલાવાલા કરવા માંડયા. મોટાં મોટાં વચનો આપવા લાગ્યો. કરગરવા લાગ્યો, રડવા મંડયો, જેસંગનો ગુલામ થવા વચન આપ્યું. છેવટે જેસંગ પીગળી ગયો.

તું તારા ઇષ્ટદેવના સોગાન ખા. તુ પરમેશ્વરના સોગન ખાઇને કહે કે મને અને મારી સ્રીને કાંઇ પણ ઇજા નહિ કરે. "

હું પરમેશ્વરના સોગન ખાઇને કહું છું, મારા ઇષ્ટદેવના સોગન ખાઇને કહું છું કે તને કશીય ઇજા નહીં કરૂં, તારી સ્ત્રી ઉપર પણ કાંઇ જુલ્મ નહિ કરૂં તારો ગુલામ થઇને રહીશ. કૃપા કરીને પેટી ઉઘાડો."

રૂપાળીએ તો પેટી ઉઘાડવાની જેસંગને સાફ ના પાઠી. પણ જેસંગને રાક્ષસની ખુબ દયા આવતી હતી. રૂપાળીની ઇચ્છાની વિરૂદ્ધ થઇને તેણે પેટી ઉઘાડી.

---

# પ્રકરણ ૨૧ મું.

## સતીના શાપ

રાક્ષસ એકદમ બ્હાર નિકળ્યો. જેસંગ સામે તિરસ્કારપૂર્વક હસ્યો.

" સાલા ! ભગતરા ! તને પણ દગો કરતાં આવડે છે ખરો હોં ? પણ અક્લ જરા ઓછી છે. અમારે રાક્ષસને ઇષ્ટદેવ કેવા, અને પરમેશ્વર કેવા ? હવે તો મારી ઇચ્છા મુજબ તને મારી નાખીશ"

આમ કહીને તે જેસંગ તરફ ધસ્યો. તેને પકડયો. જમીન પર પછાડયો તેના બે પગ ઝાલીને તેને ઉભોને ઉભો ચીરી નાખ્યો, જેસંગે વેદનાથી છેલ્લી ચીસ પાડી. તેના શરીરના બે ફાડીયા થઇને જમીન પર પડયાં.

આ જેતાં રૂપાળીની આંખમાં લોહી વરસવા લાગ્યું તે બેશુદ્ધ થઇ ગઇ.

તરતજ આ કામી રાક્ષસ રૂપાળી તરફ દોડયો. રૂપાળી ભાનમાં આવી. ઉભી થઇ નાસવા મંડી. રાક્ષસે તેને પકડી. બાથમાં લીંધી

અને પોતાની દુષ્ટ મુરાદ પાર પાડવા જમીન ઉપર પછાડી, અને પોતે તેના ઉપર ચઢી બેઠો.

રૂપાળીને આ અણીનો પ્રસંગ હતો તેનામાં અજબ શકિત આવી તેણે આ અજબ શકિતથી રાક્ષસના પેટમાં જોરથી લાત મારી. રાક્ષસ જમીન પર ઉથલી પડયો રૂપાળી ઉભી થઇ અને નાઠી

પણ રાક્ષસ તરત સાવધ થયો તેની પાછળ દોડયો હવે એકે ય આરો ન્હોતો એકજ ઉપાય રહ્યો તેણે પ્રભુને સંબોધીને કહ્યુ

" હે ! પ્રભુ ! જો હુ તન અને મનથી મારા પતીને વફાદાર રહી હોઉં મેં સ્વપ્ને ય પણ પરપુરૂષ માટે દુષ્ટ વિચાર ન કર્યો હોય તો રાક્ષસને તૂ બાળી નાખજે '

તરતજ એક અજબ ચમત્કાર થયો આકાશમાં ઘનઘોર વાદળાં છવાઇ ગયા ભયાનક ગર્જના થઇ આકાશમાંથી સડસડાટ કરતી વીજળી ઉતરી આવી અને આ કામી રાક્ષસ ઉપર પડી તરતજ આકાશ પાછુ ચોકખુ થઇ ગયું રાક્ષસના દેહની રાખનો ઢગલો પડેલો દેખાયો.

રૂપાળી પણ આ ચમત્કારથી અજબ થઇ પોતાની લાજ રાખવા માટે કૃપાસીંધુ પરમેશ્વરનો આભાર માન્યો પતીના શબ તરફ દોડી તેનુ માથુ ખોળામાં લીધુ અને ચોધાર આંસુ પાડી રડવા લાગી.



# પ્રકરણ ૨૨ મું.

## એક અજબ ચમત્કાર.

રૂપાળીની નજર જરા ઉંચે ગઇ આકાશમાથી સફેદ કપડા પહેરીને કોઇ વ્યકતી ઉતરતી હતી રૂપાળી ગભરાણી દુધથી દાઝેલા છાશ પુંકી પુંકીને પીએ. તેણે બરાબર જોયું તેના મોઢા પર પ્રેમ અને દયાનું સામ્રાજ્ય હતું. તેની કોમળ આંખો વિશ્વ પ્રેમનો સંદેશ આપતી હતી તેના વસ્ત્રોના ફફડાટમાં પણ અજબ મૃદતા અને કવીતા હતી તે વ્યકતિ નીચે ઉંતરી રૂપાળીની પાસે આવી.

" પુત્રી ? તું મને ઓળખે છે. ! "

" હા સ્વર્ગના દેવ ' રૂપાળીએ તેના પગમાં પડી ઉત્તર આપ્યો

' તારા પર બળાત્કાર કરવા તઇઆર થએલો રાક્ષસ હું પોતેજ દેવે શાંતીથી કહ્યું.

રૂપાળીને ધ્રુજારી વછુટી તેની આંખોમાં ભયનો મહાસાગર ઉછળવા લાગ્યો.

તે બનવા જોગ નથી તમે ખરેખર સાચુ કહો છો ? ' રૂપાળીએ ધ્રુજતાં ધ્રુજતા પુછ્યું

હા પણ તારે ગભરાવવાની જરૂર નથી રાક્ષસની યોનીમાંથી મારો છૂટકારો કરવા માટે હું તારો આભારી છું. વરસો પહેલાં એક વાર ઇંદ્રની આજ્ઞાનો મહારાથી ભંગ થઇ ગયો અને ક્રોધમાં તો ઇંદ્ર મહારાજ દુર્વાસાથી કાંઇ ઓછા ઉતરે એવા નથી, એ વાત તારાથી ક્યાં અજાણી છે ? તેણે મને શાપ આપ્યો " જા ! તારો રાક્ષસ યોનીમાં જન્મ થાવ.

મેં ખુબ કાલાવાલા કર્યા. આ એક ગુન્હો માફ કરવા તેના ચરણુ આંસુથી ભીંજવી નાખ્યા પણુ મોટા માણુસો પોતાનું બોલ્યું ફોક કરે તો તેમની મોટાઇ ઓછી થઇ જાયને ? બહુ કાલાવાલા કરીએ એટલે શાપનો તે અનુગ્રહ કરે ખરા. તેણે કહ્યું, "એક પવિત્ર સતીનાં દર્શન થવાથી રાક્ષસ યોનીમાંથી તારો છુટકારો થશે" તે પ્રમાણે તારા દર્શન કરવાથી મારો ઉદ્ધાર થયો. તું મારા પર ખુબ ક્રોધે ભરાએલ અને મને શાપ આપ્યો અને તેથી મારૂં શ્રેય થયું. હલકટ માણુસોની ખુશામત કરતાં મહાન માણુસોનો ક્રોધ વધારે સારો છે. મેં મારા રાક્ષસના અવતારમાં તારા ઉપર જે જે જુલ્મો વરસાવ્યા તે માટે હું તારી માફી માગવા આવ્યો છું."

# પ્રકરણ ૨૩ મું.

## જેસંગને જીવતદાન.

"તમારા જેવાને માફી આપનાર હું તે કોણુ ? હું મહાપાપી છું. મેં તો આ સંસારમાં ઘણુાય પાપ કર્યાં હશે. તેને બીજાને માફી આપવાનો અધિકાર ન જ હોઇ શકે ને ?" રૂપાળી નમ્રતાથી બોલી.

"આમાં જ તારી મહત્તા દેખાય છે. બાકી આવું બોલીને, તું તારૂં પોતાનું અપમાન કરે છે. તારા જેવી સ્ત્રી દુનિયામાં મળવી દુર્લભ છે. હું તારા ઉપર ખુબ પ્રસન્ન થયો છું. બોલ ! હું તારૂં શું શ્રેય કરૂં ?"

" દેવ ! મારે શું જોઇએ છે એ આપનાથી અજાણ્યું નથીજ. કાંતો મારા પતિને જીવતદાન આપો, અગર મને પોતાને તેમની પાસે સ્વર્ગમાં લઇ જાઓ. તેના વિયોગમાં મારાં પ્રાણ તુટુ તુટું થઈ રહ્યાં છે. મારૂં હૃદય હમણાંજ ધડકતું અટકી જશે એમ લાગે છે. " આમ કહી રૂપાળી રડી પડી.

" અરે ! એ તો હું સાવ વીસરી ગયો. ચાલ ! તારા પતિને જીવતો કરી દઉં. " આમ કહીને તે જેસંગના શબ પાસે ગયા. તેના બંને કટકા પાસે પાસે રાખ્યા સમુદ્રમાંથી રૂપાળીએ થોડું પાણી લાવીને દેવના હાથમાં આપ્યું. દેવે એક મંત્ર ભણીને જેસંગ પર છાંટયું. પાંચ મીનીટમાં તેના દેહના બે કટકા અજબ રીતે સંધાઇ ગયા અને જેસંગ આળસ મરડીને ઉભો થયો.

રૂપાળી આ ચમત્કાર જોઇ અજબ થઇ ગઇ હર્ષથી તેની આંખમાં આંસુ આવ્યા. દેવની આમન્યા રાખવાનું ભુલી ગઇ જેસંગને આનંદથી ભેટી પડી.

દેવ આવી સાધારણ વાતમાં ખીજાઇ જાય તેવા ન હતા તે ઉલટા આ દંપતીનો આવો સ્વર્ગીય પ્રેમ જોઇ ખુશ થયા.

દંપતીને તરતજ ભાન આવ્યું રૂપાળીએ પતીને બધી હકીકત ટુંકમાં સમજાવી બંને દેવના પગમા પડયા દેવે તેમને આશીર્વાદ આપ્યા.

" તમારા અદ્દભુત પ્રેમથી હું ખુબ રાજી થયો છુ મૃત્યુ લોકમાં આવા પ્રેમી પવિત્ર આત્માઓ વસે છે ત્યાં સુધી મત્યુ લોકને સ્વર્ગથી ઉતરતો ન જ ગણી શકાય હવે તમારે જે માંગવુ હોય એ માંગો. હું આપવા તઇયાર છું. "

# પ્રકરણ ૨૪ મું.

## વરદાન.

તમે અમારી ઉપર અનહદ ઉપકાર કરેલ છે તમે જે કૃપા કરી છે તે બસ છે એમ છતાંય આપની આજ્ઞાથી હું કૃપા વાંચ્યું છું તનતોડ મ્હેનત કરીને માંરા કુટુંબનું પાલન કરી શકું એટલી રોજી મેળવવા હું શકિતવાન થાઉં એવા આર્શીવાદઆપો ', જેસંગે વીનતી કરી

' વત્સ હું તારા ઉપર વધુને વધુ ખુશ થતો જાઉં છું તેં ધાર્યું હોત તો લક્ષ્મીના ભંડાર માગીને આખી જીંદગી માટે બેફીકર થઇ શકયો હોત પણ તેં તો દરરોજની રોજી માગી છે તેમાંજ તારી મહત્તા છે હું તને લક્ષ્મીના ભંડાર આપુ તો તું આવો સશકત નીતીવાન અને ઉંચા વીચારવાળો ન રહે લક્ષ્મી અને આરોગ્યને હમેશાં અણબનાવ હોય છે બહુજ ઓછા લક્ષ્મીવાન નીતી જાળવી શકે છે આળસ અને વીલાસીતા માણસનુ સત્યાનાશ વાળે છે તમે લક્ષ્મીવાન થાઓ તો તમારા વચ્ચે આટલો અદભુત પ્રેમ પણ ના રહે. તનતોડ મ્હેનત વીના મેળવેલ પૈસા જેવુ ભયાનક પાપ દુનીયામાં એકેય નથી. અહીંથી બે ગાઉને છેટે એક સરસ તળાવ આવે છે અહીંથી સીધો ઉગમણી દિશામાં જજે. ત્યાં એક ડુંગર દખાશે તેની પાછળ મોટુ જંગલ આવશે જંગલની વચમાં ચાર ટેકરીઓની મધ્યમાં રળીયામણું તળાવ છે. તેમાં ચાર જુદા જુદા રંગની અસંખ્ય માછલીઓ છે. તારે હંમેશાં દરેક રંગની એક એક માછલી એટલે કુલ ચાર માછલી લેવી. વધારે લોભ ન કરતો. તે માછલીઓ રાજાને

વેચજે. તે તની સારી કીંમત આપશે. તેમાંથી તુ તારૂં જીવન નભાવી શકીશ.

મારે તને હવે એકજ વાત કરવાની છે. તારે આવતી કાલની કોઇ દિવસ ચિંતાં ન રાખવી. કાલની ચિંતા તારે માથે રાખવાને બદલે પ્રભુને માથે મુકી દેજે. માણસ ફકત ચિંતાનો ભાર પોતાના માથા પર રાખવાથી જ દુઃખી થાય છે. તને શું પ્રભુમાં વિશ્વાસ નથી? જે પ્રભુ અસંખ્ય પંખીઓને અને પ્રાણીઓને-કીડીને કણ અને હાથીને હારો આપી દે છે, તે પ્રભુ તને ભુખ્યો રાખશે. !

બસ આ મારો સંદેશ છે. હું જાઉં છું. મારા કહ્યા મુજબ વરતીશ તો સુખી થઇશ. અને આ રૂપાળીનું જીવ કરતાંય વધુ કાળજીથી રક્ષણ કરજે. તે સંસારનું દુર્લભ રત્ન છે. ”

જેસંગ અને રૂપાળી તેને પગે પડયાં. અને ઉભા થઇને જુવે છે, તો દેવ અદૃશ્ય થઇ ગયા હતા.

બંને પ્રભુની લીલા ઉપર વિચાર કરતાં કરતાં ઘેર ગયાં.

# પ્રકરણ ૨૫ મું.

## અદ્દભુત ચમત્કાર.

“ બા ! બા ! એટલી વારમાં તું પાછી આવી ! ” ન્હાની છોકરીએ ઘરમાં આવતાં માને કહ્યું.

એટલી વાર કેમ ? અમને તો ગયાં ઘણીયવાર થઇ ગઈ. તમે ભુખ્યા પણ થયાં હશો.” રૂપાળીએ જરા ચકિત થઇને કહ્યું.

" હા–હા–હા–હા–હા. " છોકરી હસી પડી. " બા આજ તું ગાંડી તો નથી થઇ ગઇ ને ? હજી તો હમણાંજ તેં રોટલા અને શાક કર્યાં. અમને જમાડયા. ' તારા બાપુને બોલાવી આવું ' એમ કહીને બ્હાર ગઇ, અને તરતજ પાછી આવી. એ બધું ય ભુલી ગઇ ? "

" બા ગાંડી થઇ ગઇ ! બા ગાંડી થઇ ગઈ " બીજો છોકરો નાચવા મંડયો.

રૂપાળીના આશ્ચર્યનો પાર ન રહ્યો.

" તું કહે છે શું ? હું રોટલા અને શાક કરી ગઇ ? ચાલ બતાવ જોઇએ ?

છોકરી તેને રસોડામાં લઇ ગઇ. એક પાટીયામાં તાજુંજ કરેલું શાક હતું. થાળીમાં ગરમ રોટલા હતા. રૂપાળી અને જેસંગ તાજ્જુબ થઇ ગયાં.

"હું તો આજ બધુંય ભુલી ગઇ છું," છોકરાં આ ચમત્કારથી ન ચમકે, તે માટે રૂપાળીએ કહ્યું, " પણ કહે તો ખરી કે તારા બાપુ ભેગી બ્હાર ગયા પછી હું એકલી પાછી આવી કે તારા બાપુની સાથે?"

"તમે બે ય બ્હાર ગયા થોડીવાર પછી તું એકલી પાછી આવી. તેં કહ્યું, ચાલો છોકરાં ! તમને જમાડી લઉં. ભુખ્યાં થયાં હશો તારા હાથમાં એક થાળીમાં લોટ, અને ચાર રીંગણાં હતાં. "

" હું પછી ? "

"પછી પછી પછવાડું. હું કાંઇ વાતો કરતી નથી. તેં રસોઇ કરીને અમને જમવા દીધું. અમે જમી રહ્યા પછી તું થોડીવાર અમારા ભેગી 'આંધળો પાડો' રમી પછી તેં કહ્યું તારા બાપુને

જમવા તેડી આવુ હમણાજ આવીશ હોં ! ' અને તૃ ગઇ અને તરતજ તમે બે ય આવ્યા.

રૂપાળી અને જેસંગને ખાત્રી થઇ કે આ તો ઇશ્વરનો ચમત્કાર છે આપણા હૃદય પવીત્ર અને સાત્વીક હોવાથી આપણા બાળકોને ભુખે મારવા પ્રભુને ન ગમ્યું. તે મારો વેશ લઇને બાળકોને જમાડી ગયા. ખરેખર દેવ સાચુ જ કહેતા હતા કે પ્રભુ પર આસ્થા રાખો. તે તમને નહી ભુલી જાય.

બન્નેએ જમી લીધુ અને પ્રભુની મહત્તા પર વાર્તાલાપ કરતાં નીદ્રાધીન થયાં

# પ્રકરણ ૨૬ મું.

## માછલીની કીંમત

રૂપાળી ! પેલા તળાવમાં હું માછલી લેવા જાઉં છુ તળાવ ખુબ દુર હોવાથી વાર તો લાગશે જ પણ બાર વાગ્યા સુધીમાં તો ચોક્કસ આવી જઇશ ,' સહવારે સાત વાગે પ્રાતઃકર્મ કરીને જેસંગ બોલ્યો

" હું તમારી સાથે ન આવું ? "

" ના મારે આમ મજુરી કરાવીને તને મારી નાખવી નથી મારી નાખવાની ઇચ્છા થસે તે દીવસે ચોકકસ કહીશ હમણાં તો તુ મારા જીવનનો આરામ બને એટલે બસ છે. " જેસંગ બોલ્યો.

" બળ્યું આવું તે શું બોલતા હશો ! તમને મદદ કરૂં તેમાં હું ઘસાઇ જવાની છું ? તો પછી મારૂ જીવન શું કામનું ! " રૂપાળીએ જવાબ આપ્યો.

' ના પણ  આ બાલકોની જવાબદારી તારી  ઉપર છે. કમાવાની જવાબ દારી મારી ઊપર છે  તુ ઘર કારભાર સરસ ચલાવીને હું થાકયો પાકયો ઘરમાં આવુ ત્યારે સ્વર્ગસમ સુખ આપીને મને કાંઇ ઓછી મદદ નથી કરતી મારી મીઠી ! છાતી સાથે જોરથી ચાંપીને ચુમ્બન આપતાં જેસંગ બોલ્યો.

એક મીનીટ પછી આ પ્રેમલીલા છોડીને જેસંગ ચાલતો થયો રૂપાળી પોતાના અસ્તવ્યસ્ત થએલાં કપડા સરખા કરીને આનંદથી ઘર કામે વળગી.

જેસંગ દેવે બતાવેલા રસ્તે ગયો તેના કહેવા મુજબ એક ડુંગર આવ્યો ડુંગરની પાછળ જંગલમાં આવેલા તળાવ પાસે આવી પહોંચ્યો તળાવની ચાર બાજુ ચાર ટેકરીઓ હોવાથી દેખાવ ખુબ સરસ લાગતો હતો.

જેસંગે તળાવમાં નજર કરી. તેમાં ચાર જુદા જુદા રંગની મનોહર માછલીઓ ગેલ કરતી હતી. જેસંગે જાળ નાખી. જાળમાં ચાર માછલી પકડાણી એક લાલ, બીજી લીલી, ત્રીજી પીળી અને ચોથી સફેદ હતી. આવી સરસ માછલી તેણે પોતાની જીંદગીમાં ન્હોતી જોઇ. તેણે વધુ માછલી મેળવવાનો લોભ ન કર્યો. તેને ખાત્રી થઇ કે રાજા આ માછલીઓ જોઇને ખુશ થશે અને સારૂં ઇનામ આપશે.

જેસંગ આ માછલીઓ લઇને રાજાના ખાનગી કારભારી પાસે આવ્યો ખાનગી કારભારીએ રાજા અજયને આ માછલીઓ બતાવી. અજય તે જોઇ ખુશી થઇ ગયો, જેસંગને અંદર બોલાવ્યો ચાર માછલીની ચાર ગીની કીમત આપી અને કહ્યું, કે, " દરરોજ આવી ચાર માછલીઓ લાવજે. "

જેસંગ રાજી થતો ઘેર ગયો, રૂપાળી રસોઇ કરીને તેની રાહ જોતી બેઠી હતી. જેસંગે તેને આ ખુશ ખબર આપ્યા, ચાર ગીનીમાંથી ત્રણ ગીની તેમણે ગરીબોને દાનમાં આપી દીધી.

# પ્રકરણ ૨૭ મું

## જાદુઇ માછલી

રાજાએ પોતાના એક નોકરને બોલાવ્યો.

" જો ! આ સુન્દર માછલીઓ આપણી સૌથી વધુ હોશીયાર રસોયણને આપી આવ. તેને કહેજે કે આ માછલીઓ રાંધવામાં તારી બધી હોંશીયારીનો ઉપયોગ કરી નાખવાનો છે,

નોકર માછલીઓ જમના રસોયણને આપી આવ્યો જમના સતર અઢાર વર્ષની ઉમરની હોશીયાર રસોયણ હતી.

જમનાએ તરતજ માછલીઓ ચીરી. તેમાં સંભાર ભર્યો એક પેણામાં ખુબ તેલ રેડીને તેના પર તળવા મુકી. એક બાજુ બરાબર તળાઇ રહી. હવે બીજી બાજુ તળવા માટે ચીપીયાથી બધી માછલીઓને ઉથલાવી. પણ તે ઉથલી રહી કે તરતજ ભયાનક અવાજ થયો, રસોડાની ભીત ઉભી ફાટી. તેમાંથી એક નવયૌવના રૂપસુંદરી નિકળી તેના સુંદરતાનો કાંઈ પાર ન્હોતો. તે રતીરૂપ રંભા લાગતી હતી તેનું શરીર સીધું સોટા જેવું અને પાંચ ફીટ ઉચું હતું. તેનું મુખ જોઇને શરદપૂર્ણિમાનો ચંદ્રમાં લાજી મરે. આંખો મૃગના જેવી હતી. ભમર તો જાણે કામદેવે બાણ તાકયું હોય એવી લાગતી હતી. તેની ગાલ રેશમ જેવા સુંવાળા અને ગુલાબી રંગના હોવાથી તેને દંતક્ષત કરવા રસિકોના હોઠ ફફડી ઉઠે એમ હતું. તેના બે ભરાઉદાર

સ્તનો અમૃત ભરેલા સોનાના કળશીયા હોય એમ લાગતું હતું. તેની પાતળી કેડ જોઇને સિંહ કદાચ આપઘાત કરે તો તે અસંભવિત ન કહેવાય. આ પાતળી કેડ નીચે મોટા ભરાઉ નિતંબ એવા સરસ રીતે ગોઠવાઇ ગયા હતા કે તેનો ઘડનાર બ્રહ્મા પણ તેના પર બે ઘડી મુગ્ધ બની જાય, તેની જાંઘો કદળીસ્થંભ જેવી હતી.

આ અદ્‌ભુત રૂપસુન્દરી અત્યારે ક્રોધમાં હોય તેમ લાગતું હતું. તેની આંખો ક્રોધથી લાલચોળ બની ગઇ હતી. તે રૂપસુન્દરી હોવા છતાં તેના મુખ ઉપર દયા, પ્રેમ, કે આનંદની એક પણ નિશાની ન્હોતી દેખાતી. તે ચંડી બની હતી.

તેણે અમુલ્ય હિરાગળ વસ્ત્રો પહેર્યાં હતાં. તેનો પ્હેરવેશ મોહક કહી શકાય. કાનમાં હીરાના ઍરીંગ, ગળામાં મોતીનો હાર. અને હાથમાં સોનાની માણેક જડિત બંગડી પહેરી હતી.

તેના એક હાથમાં સીસમની ન્હાની લાકડી હતી. તે ધીમાં ધીમાં ડગલાં ભરતી પેણા પાસે આવવા લાગી તેને જોઇને જમના ગભરાઇ ગઇ. તેનો દેખાવ ગમે તેવા મર્દને ગભરાવવા બસ હતો તેમાં જમનાનું શું ગજું ? જમના ધ્રુજતી ધ્રુજતી એક બાજુએ દિવાલ સાથે લપાઇને ઉભી રહી.

પેલી સુંદરી પેણા પાસે આવી. લાકડીનો એક ફટકો જોરથી માછલીઓને માર્યો, અને ગુસ્સાથી બોલી. " માછલીબાઇ ! માછલી બાઇ ! તું તારી ફરજ આમ બજાવે છે. ? "

માછલી તે વળી જવાબ આપતી હશે ?

સુન્દરીએ ફરીથી ફટકો મારીને એ જ પ્રશ્ન પુછ્યો. તેવામાં એક ચમત્કાર થયો. ચારે ય મરેલ માછલીઓએ પોતાના માથાં ઉંચા કર્યાં અને વિચિત્ર સાદે નીચે મુંજબ બોલી—

" હા-હા. જો તમો ગણો તો અમો ગણીએ. જો તમે તમારૂં કરજ અદા કરો તો અમે કરીએ. આપશો તેવું પામશો, અને વાવશો તેવું લણુશો. જો તમો નાસશો તો અમો તમને પકડશું તેથી અમારા મનનું સમાધાન થાશે. "

આ જવાબ સાંભળીને સુંદરીનો ગુસ્સો ખુબ વધ્યો. તેણે પેણાને લાત મારી. પેણો ઉંધો વળી ગયો. પોતે તરતજ ભીંત પાસે પહોંચી ગઇ, અને અલોપ થઇ ગઇ, ફાટેલી ભીંત અગાઉ જેવીજ સાજી થઇ ગઇ. તેમાં એક પણ તડ ન રહી.

જમનાના ગભરાટનો પાર ન રહયો. તેને આશ્ચર્ય પણ ખુબ થયું હતું. તે ગભરાતી ગભરાતી પેલા પેણા પાસે ગઇ ઉંધો વળેલ પેણો સરખો કરતાં માલુમ પડયું કે માછલી બળીને કોલસા જેવી થઇ ગઇ હતી.

# પ્રકરણ ૨૮ મું.

## આશક માશુક

" હે ! પ્રભુ મારૂં ખરેખર આવી બન્યું છે. રાજાએ હોંસથી ખાસ કીમતી માંછલી મને રાંધવા મોકલી તેની આ સ્થિતિ થઇ. તે તો રાહ જોઇને બેઠા હશે. હું શો જવાબ આપીશ ? આ ચમત્કારી વાત કોણ સાચી માનશે ? ઉલટા બધાય મારી મશ્કરી કરવાના અને રાજા સાહેબ ઉલટા વધુ ગુસ્સે થવાના પ્રભુ ! પ્રભુ ! તું બચાવે તો જ બચું "

"કેમ વ્હાલી ! માછલી તૈયાર થઇ ગઇ ને ! રાજા સાહેબ આવે છે. બરાબર સરસ રીતે રાંધી છે ને ?" રાજાનો ખાનગી કારભારી રસોડામાં આવીને બોલ્યો. તેણે જમનાને રડતી દેખી.

"કાં ? તને શું થયું ? આમ રડો છો શા માટે ? હું કાંઇ સમજી શકતો નથી." કારભારીએ ચકિત થઇ પુછ્યું.

"વ્હાલા મારા દુર્ભાગ્યને હું રડું છુ. મારૂં દુખ કોઇનું ટાળ્યું ટળે એમ નથી."

"તું આમ કેમ બોલે છે ? તારાં દુખ ટાળવા માટે હું તઇયાર નથી ! તારે ખાતર હું સર્વસ્વ ત્યાગી દેવા તઇયાર છું બોલ તો ખરી વ્હાલી ! મારાથી કોઇ વાત છુપાવવી તને ઠીક લાગે છે ?" આમ કહી તે જમનાને ભેટી પડયો, અને એક ચુમ્બન લીધું

જમના અને કારભારી વચ્ચે આ સંબંધ જોઇ વાચકને આશ્ચર્ય થશે માટે તેમનો થોડો ઇતિહાસ કહી દેવો જરૂરી લાગે છે.

જમના બાલવિધવા હતી. તેને રૂપાળી ગણી શકાય, એવું તેનું રૂપ હતું. સંસાર સુખનો જરા પણ અનુભવ કરાવ્યા વિના તેનો પતિ સાવ ન્હાનપણમાં મરી ગયો, તે રાજની નોકરી પર છ માસથી આવી હતી, જાતની રજપુત હતી નિરાધાર હોવાથી તેણે આ નોકરી સ્વીકારી.

તે નોકરી પર ચડી ત્યારે તેની ઉંમર સત્તર વરસની હતી. તેના ફાટ ફાટ થતાં યૌવને તેનામાં મુંઝવણ પેદા કરી હતી. તેને કામબાણ લાગવા મંડયા. મદમસ્ત રસિક સાથે રતીયુદ્ધ કરવા તેનો સમસ્ત દેહ ઉછળવા લાગ્યો.

તેની આ કામ વાસના તો ગમે તે પાસે તે પુરી કરાવી

શકત પણ તે વ્યભીચારીણી ન્હોતી. પોતાની સાથે જીંદગીભર પ્રેમ ટકાવી રાખે તેવા પ્રેમીની શોધમાં તે હતી.

આ સખ્ત તાલાવેલી વખતે તેને કારભારી સાથે પ્રસંગ પડવા લાગ્યો કારભારીનો મોહક ચહેરો તેને ગમી ગયો. તેની રીતભાત પર તે ખુશ થઇ કારભારી રાજાને માટે રસોઇ સંબંધે સુચના કરવા આવરનવાર આવતો અને તેની સાથે વાતચીત કરતો.

કારભારી રસિક હતો. તેની આખોની મરતી અજબ હતી. પોતાની સ્ત્રીને મરી ગયા બે વરસ થયાં હતાં. તેનામાં પણ કામ જવાળા વ્યાપી હતી. રસોયણનાં કામણગારાં નયનોએ તેને ઘાયલ કર્યો, આ બુલબુલને પોતાનું કરવા તેણે નિશ્ચય કર્યો.

જમનાને રસીક જોતો હતો, આ રસીકને જમનાં જોતી હતી. પણ દિલની વાત કરતાં તેઓ અચકાતા- આવા કામમાં સ્ત્રી કરતાં પૂરૂષ વધારે સાહસીક હોય છે.

એક દીવસ કામનું ખાલી બ્હાનું કરીને તે રસોડામાં આવ્યો જમના પણ નવરી હતી. બંને વાતો કરવા લાગ્યા વાત કરતાં કરતાં કારભારી તેની નજીક ગયો અને યુકિત પૂર્વક મોહક સ્તન દબાવ્યા જમનાનું મોં લાલ થઇ ગયુ આનંદ અને શરમની આ નિશાની હતી. તે કાંઇ બોલી નહી. કારભારી સમજયો કે બાઇ સાહેબ આતુર છે પછી તે કાંઇ ઝાલ્યો રહે ! જમનાને તે ભેટી પડયો, અને ચુમ્બન લીધુ અજબ આનંદમાં જમનાના ચણીઆની નાડી પણ તુટી ગઇ " આ શું કરો છો ? કોઇ દેખી જશે. શરમાતા નથી " જમના એક હાથે ઘાઘરો ઝાલીને બોલી.

" ત્યારે બારણું બંધ કરી આવ " રસીક બોલ્યો.

જમના દોડતી બારણું બંધ કરી આવી અને રતિયુદ્ધમાં બંનેએ મસ્ત બનીને પોતાના લાંબા વખતની કામજ્વાળા શમાવી દીધી. આ રતિયુદ્ધ વખતનુ જમાનાનું વર્ણન મારા એક કવિ મિત્રે બહુજ સરસ લખ્યું છે. તે અહી આપી દઉં.

નયને. વદને, બદને, મદને, સદનો કરી રાજ દીધુ મદને;
રતીની તરસી પીયુને પરસી, વરસી અમીતેણુ ગળે વળગે.
અળગી કરતાં સળગી વદતી વીટળાય વળે અધીરી બનતી.
થથરે પગને ફરકે અધરો પસીને પલળી શ્રમથી નમતી.
કળથી કચડી ભુજમાં ભચડી કરડી રદથી[1] મરડી કટીએ
જકડી સ્તનને છણીને ખણીને, નીવી બંધ કરી સર ઉમળકે.

આ બનાવ પછી કારભારી અઠવાડીયામાં બે ત્રણ વારે જમનાને ઘેર મોડી રાત્રે જતો અને તેના દેહનો યથેચ્છ ઉપભોગ કરી આવતો કોઇ કોઇ વાર જમના ખુબ કામવિહ્વળ થઇ હોય તો તે મોડી રાતે કારભારીને ત્યાં પહોચતી અને પોતાની કામગ્નિ શાંત કરીને ઘેર ચાલી જતી.

અત્યારે પોતાની માશુકને રડતાં જોઇને તે દીલગીર થયો. તેને સખ્ત આલીગન આપ્યું અને જે કાંઇ દુખ હોયતે કાપવા વચન આપ્યું.

---

૧ રદ=દાંત.

# પ્રકરણ ૨૯ મું.

## પ્રેમ–વિનોદ.

“ વ્હાલા ! હું ખરૂં કહું છું. હું ખરી વાત કહીશ તો તમે ચોક્કસ નહિ માનો. તમે એમજ કહેવાના કે હું ખોટું બોલુ છું. અને તેથી મારા પરનો પ્રેમ ઘટી જવાનો. તમે મારો તિરસ્કાર કરવા મંડશો. માટે કૃપા કરીને મને કાંઇ ન પુછો.”

“ મારામાં તને આટલોય વિશ્વાસ નથી ? મારી મીઠી ! ચાર મહિનાથી આપણો ગાઢો સંબંધ છે તો ય તેં મને ન ઓળખ્યો ? તારા પર મારો કેટલો પ્રેમ છે, તેનો તને કાંઇ ખ્યાલ નથી ? તું ખોટું બોલે છે એમ હું સ્વપ્ને ય માની શકું ખરો ? તું ખોટું બોલે તો પછી દુનિયામાં સાચું બોલનાર કોણ રહ્યું ? ” એક હાથ જમાનાના ગળામાં નાંખીને કારભારી બોલ્યો.

“ જુઓ ! મારામાં તમને આટલો બધો વિશ્વાસ છે, તેથી ખરી વાત કહું છું. પણ છતાં ય મને તો બ્હીક લાગે છે, કે આ વાત સાંભળતાં તમારો મારા પરનો વિશ્વાસ કદાચ ચાલ્યો જશે.”

આમ કહી તેણે બધી વાત કહી સંભળાવી.

આ સાંભળીને કારભારી તો ચકિત થઈ ગયો. આ વાત તેને બીજા કોઇને કહી હોત તો તે ચોક્કસ ન માનત. અને કહેનાર ને ધુતકારી કાઢત. પણ પોતાની વ્હાલી માશુક ! આ ભોળી બાળા કદિ પણ ખોટી વાત ન કરે, એવી તેને ખાત્રી હતી.

“ વ્હાલી ! ખરેખર વાત અજબ છે. હું કબુલ કરૂં છું કે આ વાત મને બીજા કોઇએ કહી હોત, તો તે હું ન માનત. પણ

આમાં તારે રોવાં જેવું છે શું ? રાજા એવો ક્રોધી નથી કે આવી વાતમાં ખીજાઇ જાય. હું તેને બરોબર સમજાવી દઇશ. તેને આ ચમત્કારની વાત નહિ કહું. પેલા માછીમાર પાસે બીજી ચાર એવીજ માછલીઓ મંગાવું છું. આપણે બે સાથે રહીને તે શેકશું. હું આ ચમત્કાર જોવા ખુબ ઇંતેજાર છું અને હું પાસેજ હોઇશ એટલે તને ગભરાવાનું કારણ નહિ રહે. આ વાત મને કહ્યા વિના, તું રડતી હતી તે ઠીક કહેવાય ! ગાંડી રે ગાંડી !" આમ કહી તેણે એક ચુમ્બન લીધું.

" તમે મને ન મલ્યા ન હોત તો મારૂં શું થાત ? તમે મને ઓછી સુખી નથી કરી. તેનો આભાર માનવો તો દૂર રહ્યો. પણ આવી મુશ્કેલીઓમાંથી બચાવવા માટે કેટલો ઉપકાર માનવો ? " આલિંગનમાં આનંદથી પડેલ બાળાએ કહ્યું.

" માનવો હોય તેટલો માનજે, પણ મને તારા જેવી રૂપ અને ગુણના ભંડાર રૂપ રમણી મળી છે, તે માટે તારો ઉપકાર નહિ માનું હો ? હું તો પ્રભુનો આભાર માનવાનો " કારભારીએ તેના ગાલ ઉપર હાથ ફેરવ્યો.

" લુચ્ચા ! જાવ હવે કોઇ દેખશે તો મારી અને તમારી આબરૂ પાણીમાં ફરી વળવાની. તમને તો કાંઇ નહિ. પુરૂષની આવી વાતોમાં આબરૂની બહુ દરકાર નથી હોતી. પણ સ્ત્રીઓને તો જાળવ્યે જ છુટકો મને આંહી બધા સાધ્વી વીધવા માને છે માટે નિકળો અહીથી " બાળાએ કારભારીને ધીમો તમાચો માર્યો અને વ્હાલથી ધક્કો માર્યો.

કારભારી ચાલ્યો ગયો બાળામાં હવે નવુ જ ચેતન આવ્યું તે હોંસભર હસતાં હસતા કામે વળગી. એક રીતે તો બાળા સાધ્વીજ

ગણાય પરણેલા પતીનું તેણે મોઢુ ય ન્હોતું જોયું. અને હવે કારભારીને જીવન અરપી બેઠી એમાં ખોટું શું ? તેને વ્યભીચારીણી તો ન જ કહી શકાય કારભારી સીવાય ગમે તેવા રૂપાળા માણુસને જોઇને વીકાર ન્હોતો થતો લોકોની રૂઢી મુજબ તેના કારભારી સાથે લગ્ન ન્હોતાં થયાં એટલુંજ આત્માના લગ્ન તો થઇ ગયાં હતાં અને પ્રભુના ચોપડામાં તો નોધાઇ પણ ગયા હતા.

---

# પ્રકરણ ૩૦ મું.

## જેસંગની ટેક.

કારભારી તરતજ રાજા પાસે ગયો રાજાએ તેને-જોતાંજ પુછયું ". કાં ? માછલી તઇઆર થઈ ગઈ ? "

" મહારાજા સાહેબ ! માછલી જરા વધુ પડતી સેકાઇ ગઇ છે રેસોયણે આ માછલીઓને બીજી માછલીઓની રીતથી સેકવા માંડી પણ આ માછલીઓ તો ખુબ કોમળ હોવાથી સાવ દાઝી ગઇ આપની આજ્ઞા હોય તો પેલા માછીમારને બીજી માછલીઓ લેઇ આવવા કહ્યું.

" ભલે ! તેને કહેજે કે તાકીદે લાવે.

કારભારીએ માછીમારને બોલાવવા માણુસ મોકલ્યો માછીમાર તરતજ આવ્યો. કારભારી તેને પોતાના ઓરડામાં લઇ ગયો.

" જેસંગ ! તું લાવ્યો તો એવી બીજી ચાર માછલીઓ લાવીશ ? તને ચાર ગીની મળશે. "

" ના સાહેબ ! "

" કેમ ? "

તે સ્થળ ખૂબ આઘું છે. તેથી આજ તો નહિ જ જઇ શકાય. કાલ ચોક્કસ લાવીશ. " ખરી વાત છૂપાવીને જેસંગ બોલ્યો.

" આઘું હોય તો શું થયું ? તને એક ઘોડો આપું. તારી સાથે ઘોડેસ્વારને પણ મોકલું. પછી કાંઇ વાંધો છે ?

" આજ માફ કરો. મને આજ ખૂબ કામ છે. આવતી કાલે ચોક્કસ લાવીશ. "

" એવું તે શું કામ છે ? મૂરખના જામ ! કોઇ ઝુંડાઝૂબ જેવા કામમાં તને ચાર ગીની કોણ આપવાનું છે ? આ એક કલાકનું કામ છે, અને ચાર ગીની કમાઇ લઇશ. "

" મને પૈસાનો એટલો બધો મોહ નથી. ચાર ગીની મને આજ એક વાર મળી ગઇ છે, તે બસ છે. "

" પણ તારે વાંધો શું છે ? "

" મ્હારે પ્રતિજ્ઞા છે ગમે તેમ કરશો તો ય નહિ જાઉં. "

" આ મહારાજા સાહેબનો હુકમ છે. તેને માછલીઓની ખાસ ઇચ્છા છે. માટે જો અત્યારે નહિ જાય, તો મહારાજા સાહેબ ઘાણીમાં ઘાલીને તારૂં તેલ કાઢશે. "

" તો મને તેમાં વાંધો નથી. પણ મહારાજા સાહેબને હું બરાબર ઓળખું છું. તમારી પેઠે તે ગરીબોને હેરાન કરનારા નથી. તે તો દયાનો સાગર છે. "

" કેમ શું છે ? " આ રકઝક સાંભળતા અજય પોતાના ઓરડામાંથી બ્હાર નીકળ્યો.

" બાપુ ! આ જેસંગ માછલીઓ લેવા જવાની ના પાડે છે. "

"કેમ જેસંગ?" અજયે જેસંગ તરફ નજર ફેરવી.

"બાપુ મારી પ્રતિજ્ઞા છે કે એક દિવસમાં ચારથી વધારે માછલી ન પકડવી. તમારો આ કારભારી મને ધમકી આપે છે, કે ગમે તેમ થાય પણ માછલીઓ લાવ નહિ તો મહારાજા સાહેબ ઘાણીમાં ઘાલીને પીલશે."

"આ સાચી વાત છે?" અજયે કારભારીને પૂછ્યું. અજયની આંખો સ્હેજ લાલ થઈ.

"હા. આપને માછલીઓની ખાસ ઇચ્છા છે, એટલે મેં એમ કહ્યું."

"મારી ઇચ્છા હોય એટલે શું થઇ ગયું? આપણે કોઇની પાસે જોરજુલમથી કામ કેમ લઇ શકીએ? જેટલો હું સ્વતંત્ર છું, તેટલોજ જેસંગ સ્વતંત્ર છે. પ્રજાના એક પણ માણસ પાસેથી જોરજુલમથી કામ લેવાનું નથી, એ વાત મેં તમને કેટલી વાર કહી છે? જા! જેસંગ! તારી પ્રતિજ્ઞા ન તોડજે. પણ આવતી કાલે જરા વ્હેલો ઉઠીને ચાર માછલીઓ ચોક્કસ લાવીશ ને?"

"હા. બાપુ. તમારૂં કામ કરવાને કયો અભાગી ના પાડે! આ તો મારી પ્રતિજ્ઞા છે. નહિ તો અત્યારે જ માછલીઓ લાવ્યો હોત." આમ કહી જેસંગ ચાલતો થયો.

અજયે કારભારીને સખ્ત ઠપકો આપ્યો.

"બાપુ! મારી આ એક ભૂલ માફ કરો. હવેથી એક પણ પ્રજાજનને હેરાન નહિ કરૂં."

બાપુએ તેને હસતાં હસતાં માફી આપી અને ભવિષ્યમાં આમ ન કરવા સલાહ આપી.

# પ્રકરણ ૩૧ મું.

## પ્રેમી યુગલ

" કંઇ અતી ધીમે ગાલ શું ગાલ ચાંપી,
પ્રીતિવશ પઠી રતા ગોઠડી ગાંડી ઘેલી,
અડકી સજ્જડ સુતાં હાથ એકેક નાખી
પ્રહર નવ જણાયે રાત્રિએ વીતી જાતી "

આમ જેસંગ અને રૂપાળી પ્રેમથી વાતો કરતાં કરતાં રાતના બે વાગ્યા સુધી જાગતાંજ રહયાં. બંનેએ રતીરસ અને પ્રેમરસનું ખુબ પાન કર્યું. અને એકબીજાને સજ્જડ આલિંગન આપીને સુતાં રૂપાળીને તરતજ ઘસઘસાટ ઉંઘ આવી ગઇ.

જેસંગે રૂપાળીને ઉંઘતા જોઇ તેનું રૂપ, તેની ઉંઘવાની રીત વિગેરે જોઇને તેને વ્હાલ ઉપજ્યું. એક ચુંબન કર્યું. એક કવિની સરસ કવિતા યાદ આવી અને તે ધીમે ધીમે ગણગણવા લાગ્યો.

અધર [1] લાલ મધુર ગાલ, ભાલ [2] ઝળક વાળું,
કમલ નયન, [3] વિમલ વદન, [4] મદન મય [5] રસાળુ [6]
મંદ મંદ મધુર સ્મીત, અધર પર જણાયે
ચટક ચાલ મોહ જાળ, લટક લટ [7] સુહાયે. [8] ૧
સરસ સરસ મધુર શબ્દ તરસને છીપાવે,
ઝરમર રસ પ્રણય [9] ભરીત મનસર વરસાવે.

---

૧ હોઠ. ૨ કપાળ, ૩ કમળ જેવી આંખ. ૪ પવિત્ર મોઢું. ૫ કામદેવથી ભરેલ. ૬ રસીલું ૭ વાળની લટ ૮ શોભે ૯ પ્રેમ.

કટી ૧૦ સુવક ૧૧ ધન ૧૨નિતમ્બ ૧૩રંભણે ૧૪ વિહારી ૧૫
જંઘ ૧૬ મૃદુલ ૧૭ અંગ અનંગ ૧૮ રંગ ધારનારી,
બની અધીર ધરીને ચીતે ૧૯ વદનને છુપાવી
કુમળી કાય લળતી જાય, મદ મન છલકાવી
મદન રંગ બદન સંગ જંગ ૨૦ તો જમાવે ૩
સ્વામી અંક પડી નિઃશંક; ૨૧ રંકતા જણાવે,

આ કવિતા ગણગણતા જેસંગને પણ ઘસઘસાટ નિંદ્રા આવી વૈદકશાસ્ત્રોનો એક સિદ્ધાંત છે કે રતિકેલીમાં પુરૂષ અને સ્ત્રી બંનેને ખુબ સંતોષ થયો હોય તો ઘસઘસાટ ઉંઘ આવે. જેને પુરો સંતોષ ન થયો તેને આખી રાત ઉંઘ નથી આવતી, આજના કેટલાક પતિઓ પોતાની સ્ત્રીને પુરો સંતોષ નથી આપી શકતા, પરિણામે આજે ઘણી સ્ત્રીઓ એવી છે કે જેને અનિદ્રાનું દર્દ લાગુ પડયુ છે તેને માટે દવા કરાવે છે, પણ તે ફોકટ અનિદ્રાના દર્દનું ખરૂં કારણ સ્ત્રીને પતિ પુરો સંતોષ નથી આપી શકતો તેજ છે.

રૂપાળીની ઉંઘ પાંચ વાગે ઉડી ગઇ. પતિના આલિંગનમાંથી છુટી થઈને બેઠી થઇ. પતિનું મુખ વહાલથી જોઇ રહી. આજ તે લહેરમાં આવી. બે દિવસ પ્હેલાં એક સખી પાસે.

મુજ દીલને સદાયે ત્હારી સુરત સતાવે,
ચમકી નયન કટારી ભુરકી ભરી જમાવે.

---

૧૦ કેડ, ૧૧ વાંકી અને પાતલી. ૧૨ જાડા ૧૩ પુંઠ. ૧૪ રતીક્રીડા ૧૫ આનંદ આપે તેવા ૧૬ જાંઘ ૧૭ નરમ ૧૮ કામદેવ ૧૯ સ્ત્રી ૨૦ રતિયુદ્ધ ૨૧ નિશ્ચિંત.

માલે ભરેલ લાલી, જાણે કમળ ખીલેલું,
અર્પી અનંગ અંગે ત્હારી સુરત સતાવે,

બહુજ મીઠા સ્વરથી રૂપાળીએ આ ગીત ગાયું, જેસંગ જાગી ગયો. ચુંચી આંખો કરીને પ્રેમમસ્ત રૂપાળીને જોઇ અને ઉંઘતોજ હોય એવો ડોળ કરીને પડયો રહ્યો,

ગાયન પુરૂં થયું, તેનો પ્રેમ ઉભરાઇ આવ્યો તેણે જેસંગના મુખ પર એકદમ ચુમ્બન લઇ લીધું પણ જેસંગ સાવધ હતો ચુમ્બન ચોરવા આવનાર રમણીને તેણે બાહુ પાશમાં જકડી લીધી. અને ચુમ્બનોથી નવડાવી મુકી, તે ખુબ લ્હેરમાં આવ્યો અને લલકારવા માંડયો.

જેણે અધરપાન કર્યું ન સુંદરીનું.
જેણે કર્યું ન મન તૃપ્ત જ કિંકરીનું
જેણે ન ભોગ વિલાસ કર્યો લગારે
વૃથા કર્યો જનમ તેણે કુડા વિચારે,

× × ×

બાહુ [1] છે બે મૃણાલો, [2] સુમુખ [3] કમળ છે, વારી [4] લાવણ્યલીલા [5] શેવાળો વાળ કેરા, નયન સફરીયો શ્રોણી [6] છે તીર્થશીલા કાંઠે છે બે ચક્રવાકો સુભગ [7] કુચ [8] તણાં, કામ બાણાગ્નિ રાજે બહ્માએ નારી રૂપી શુભ સર [9] નીમ્યુ દગ્ધને [10] સ્નાન કરવા.

---

૧ હાથ, ૨ કમળદંડ ૩ સુંદરી મોઢું, ૪ પાણી, ૫ રૂપ ૬ નિતંબ, ૭ સુંદર, ૮ સ્તન, ૯ સર-સરોવર ૧૦ દુઃખી.

" હવે બસ રાખો ! બહુ થયું, કાંઇ કામકાજ કરવું છે કે મારા મોઢા સામે જોઇને કવિતાઓજ ગાયા કરવી છે ! સવારના પ્હોરમાં બીજો કાંઇ ધંધો નથી જડતો કે શું ? " રૂપાળીએ કૃત્રિમ ક્રોધ કરતાં કહ્યું

" તારૂં ચંદ્રવદન જોતાંજ કવિતાઓ યાદ આવ્યા કરે અને જીભ તે ગાયા કરે, તેમાં મારો શો વાંક ! અને આજ તો તું ગુન્હેગાર છે, મને પુછયા ગાછયા વિના મારા મોઢા પર ચુમ્બન શા માટે ચોરી લીધું તેની તને શી સજા કરૂં !

" અમે ચોર અને ભાઇ સાહેબ પોતે તો સાહુકાર ખરા ને ! હું ઉંઘી ગઇ હોઉ કોઇ કામમાં પરોવાઇ ગઇ હોઉં કે વિચારમાં પડી હોઉં ત્યારે આપ સાહેબ ચુંબનો ચોરી લેતા નથી ને ! છતાં ય ચાલોને તમારા જેવું કોણ થાય ! અમે કાંઇ ઓછા તમારા જેવા અપ્રમાણીક છીએ ! તમારૂં ચુમ્બન હું ચોરી ગઇ હોઉં તો તે લઇ લો પાછું એવો ચોરીનો માલ આપણને ન ખપે,

જેસંગે તેને પાછી બાહુપાશમાં જકડી અને સંખ્યાબંધ ચુંબન લઇ લીધા,

' અ ર ર ર ર ! આટલા બધા અપ્રમાણિક માણસ ! મેં તો તમારૂં એક જ ચુબન ચોરેલું અને તમે આટલા બધાં કાં લઇ જાવ ! "

" એ તો ચોર પાસેથી મુદામાલ લીધા પછી તેને દંડ પણ કરવો જોઇએ ને ! આ ચુંબનો દંડના લઉં છું,

*૭ વાગવા આવ્યા હતા. રૂપાળી હવે તેના આલિંગનમાંથી મહા મહેનતે છુટી કપડા ઠીકઠાક કર્યાં.

" ઠીક ! ત્યારે હું માછલીઓ લેવા જાઉં છું. કાલને ટાણે પાછો આવીશ ત્યારે હવે વીદાયનું એક ચુમ્બન ! "

" તમને કાંઇ ધંધો નથી આખો દી ચુમ્બન ! ચુમ્બન ! ચુમ્બન તમારાથી તોબાહ ! " આમ કહી રૂપાળી સટકી ગઇ,

જેસંગ જાળ લઇને તળાવ તરફ જવા નીકળ્યો

# પ્રકરણ ૩૨ મું.

## કારભારીની અજાયબી.

આગલા દીવસની પેઠે માછીમાર ચાર માછલીઓ લઇને આવ્યો તે તેણે કારભારીને આપી. કારભારીએ તેની કીમત ચાર ગીની આપી. જેસંગ ખુશ થતો ઘેર ગયો. " લે આ માછલીઓ ચીરીને તળવા મુક. "

જમના ધ્રુજવા મંડી તેની આંખમાંથી એક આંસુ પડયું.

" કેમ ? વહાલી ! શા માટે રડે છે ? કારભારીએ પોતાના રૂમાલથી તેનું આંસુ લુછયું.

" માછલી રાંધવાની હીમ્મત નથી થતી પેલી ડાકણ હજુ મારી નજર સામે તરે છે તેનો વીચાર કરતાં જ મને કંપારી વછુટે છે માછલી તળવા મુકીશ એટલે તરતજ તે ભીંત ફાડીને નીકળવાની. જમના રડી પડી.

" પણ આજ તો હું તારી પાસે બેસવાનો છું ને ? પછી શા માટે ડરે છે ? "

" તેથી તો મને વધુ બીક લાગે છે તે તમારા પર ગુસ્સે થઇને કાંઇ કામણ કરે તો મારી દે ને ?"

"મને કોઇ કામણ કરી શકે તેમ નથી. આ કામણગારી જમનાએ મારા પર કામણ કર્યું છે એટલે બસ બીજી કોઈ જાદુગરણની મકદુર નથી કે આ જમના કરતાં ય વધુ જાદુ ચલાવી શકે. કેમ કામણગારી સાચી વાત છે ને? કારભારીએ હસતાં હસતાં કહ્યું.

"તમારે રમત થાય છે, ને મારો જીવ જાય છે. મને ઘેલી કરીને ઉલટા સામેથી મારા પર કામણ કરવાનો આરોપ લાવો છો પણ તે વાત રહેવા દો. અત્યારે તોફાન મસ્તીનો સમય નથી."

"ત્યારે જે કાંઇ હુકમ હોય તે આ સેવકને ફરમાવી દો! મારા મ્હેરબાન!" કારભારી લ્હેરથી બોલ્યો.

"જુવો! તમે ઓરડા બ્હાર ઉભા રહો! હું માછલી ચીરીને તેમને તળવા મુકીશ. એક બાજુએ તળાઇ રહ્યા પછી તેને બીજી બાજુએ ફેરવીને એકદમ તમારી પાસે દોડી આવીશ; અને ત્યાં ઉભા રહીને જે થાય તે જોશું."

"વાહ! તારે મન તું જ બહાદુરીની મૂર્તિ છો, હું બ્હાર ઉભો રહું અને આપ નામદાર બહાદુરીથી રસોડામાં રહો! વાહ! યુક્તિ તો બહુ સરસ ગોતી છે હો?"

"વળી સામું બોલ્યા? તમે તો હમણાં જ કહેતા હતા ને કે "સેવકને હુકમ ફરમાવો?" તો પછી સેવકને માલિકનો હુકમ માનવો જ જોઇએ ને? માટે હું તમને કદાચ હુકમ કરૂં છું કે બ્હાર જઇને ઉભા રહો. માલિકના હુકમની અવગણના કરનાર સેવકની શી દશા થાય છે એ જાણો છો!" આમ કહીને જમનાએ કારભારીના ગાલ પર તમાચો માર્યો.

• ખૂબ રકઝક અને વિનવણી પછી કારભારી બ્હાર ઉભા રહેવા કબુલ થયો. એ તો એમજ થાય ને? દુનિયાના ઇતિહાસમાં હમેશાં

પુરૂષ ઉપર સ્ત્રીનો વિજય થતો જ આવ્યો છે ને ? સ્ત્રીનો પુરૂષ પરનો આ જબરદસ્ત કાબુ દેખાવામાં ન આવે તે માટે પુરૂષ સ્ત્રીને ગુલામડી માનવાનો ડોળ કરે છે. કારભારી બ્હાર ઉભો ન રહે તો આ ઇતિહાસ ખોટો પડે.

જમનાએ ઉતાવળથી માછલીઓ ચીરી. તેમાં સંભાર ભર્યો. તેને તળવા માટે પેણા ઉપર મુકી. એક બાજુ તળાઇ રહી એટલે પોતે ઉભી થઇ ગઇ. તેના હાથ ભયથી ધ્રુજતા હતા. તેણે એકદમ માછલીઓને ફેરવી અને બારણા તરફ દોટ મુકી માછલીઓ ફેરવતાં જ આગલા દિવસની પેઠે ભયાનક કડાકો થયો; અને ભીંત ફાડીને પેલી રૂપસુન્દરી નિકળી. જમના ધ્રુજતી ધ્રુજતી પોતાના રમણ પાસે દોડી ગઇ.

પેલી સુન્દરીએ આગલા દીવસની પેઠેજ માછલીઓને લાકડી મારીને પ્રશ્ન કર્યો. જવાબ ન મલ્યો. બીજીવાર તે પ્રશ્ન પુછ્યો. છતાં જવાબ ન મલ્યો. હવે ક્રોધનો પાર ન રહ્યો. ત્રીજીવાર તડુકીનેજ પ્રશ્ન પૂછ્યો. માછલીઓએ અક્ષરસઃ આગલા દીવસની પેઠે જ જવાબ આપ્યો. સુન્દરીએ ગુસ્સાથી લાકડી મારીને પેણાને ઉંધો વાળી દીધો. તે ભીંત પાસે ગઇ. ભીંતની વચમાં ઉભી રહી. ભીંત તરતજ સંધાઇ ગઇ.

કારભારીના આશ્ચર્યનો પાર ન્હોતો. આ કામ પુરૂં થયા પછી પાંચ મીનીટ સુધી બેમાંથી કોઇ ન બોલ્યું. તેઓ સુમસામ ઉભા રહ્યા. જમનાએ પ્હેલાં મૌનભંગ કર્યો.

" કાં ! આ શું છે ! તમે કાંઇ અનુમાન કરી શકો છો ? "

" બહુજ આશ્ચર્યજનક વાત છે. કાંઇ ખબર પડતી નથી. આ વાત હવે રાજાને કહ્યા વિના છુટકો નથી, હું હમણાંજ જઇને તેને બધી વાત કરૂં છું. "

કારભારી ચાલતો થયો. જમના કામકાજ કરવા વળગી. તેના હૃદયમાં હજુ જોરબંધ ધબકારા થતા હતા. તેનો શ્વાસ માતો ન્હોતો. આંખો લાલ થઇ ગઇ હતી.

---

# પ્રકરણ ૩૩ મું.

---

## ગુલાબના મુજરામાં.

કારભારી મહારાજાના ખાનગી ઓરડામાં ગયો. અજય ત્યાં ન્હોતો તપાસ કરતાં માલુમ પડયું કે આજ તો એક પ્રખ્યાત ગુણિકા ગુલાબ જાનનો દરબારમાં મુજરો છે. મહારાજા ત્યાં ગયા છે.

કારભારી ત્યાં પહોંચ્યો. દરબાર ભરાઇ ગયો હતો. ગુલાબ મુજરા માટે તૈયાર થની હતી તબલચીઓ પોતાના કામની તૈયારી કરતા હતા.

તરતજ ગુણિકાએ પોતાના લલિત દેહને આમ તેમ નચાવતા, આંખોથી મોહક કટાક્ષ કરતાં અને અજબ આકર્ષક રીતે હાથના લટકાથી નીચેનું ગીત ઉપાડયું. તેના સુન્દર પગમાં પણ ગાતા ગાતાં અજબ સંગીત દેખાતું હતું.

મદઘેલી[૧] રમણી મન ભાવી ( ૨ )
ચંદ્ર સમુ મુખ, નાજુક કાયા, દૃગ[૨]થી દે લલચાવી,
ચાલ મરાલ[૩]સમી ચતુરાની ઉરને દે ખટકાવી;
મદઘેલી રમણી મન ભાવી.

---

૧ મસ્ત. ૨ આંખો. ૩ હંસ-રાજહંસ.

કનક કળશ[4]સમ પીન[5] પયોધર,[6] અધરે[7] સુરખી[8] આવી,
સીંહ કટી[9] લટકે લલનાની કોમળતા દરશાવી.
મદઘેલી રમણી મનભાવી

ગુરૂતા[10] છે ધારેલ નિતમ્બે [11] લજ્જા નયને[12] આવી,
બાહુલતા[13] વિંટાળવા મરે પ્રેમ હૃદય પ્રકટાવી.
મદઘેલી રમણી મન ભાવી

થડકે કદળી સ્થંભ[14] સમી હા ! જંઘ[15]અનંગ[16]છુપાવી,
યૌવનની ફુલવાડી બ્હેકે મદન પરાગ બઢાવી.
મદઘેલી રમણી મન ભાવી.

આખી ય સભા સ્તબ્ધ બની ગઇ મોહક રાગ મોહક ગીત તેવોજ મન મોહક નાચ અને નાચનારીનું તેવું જ મોહક રૂપ નાચ નારી આ ગીત ગાઇને જાણે પોતાનાજ રૂપનું વર્ણન કરતી હોયને?

નાચ ગાન પૂરાં થયા પછી દસ મીનીટ સાવ શાંતીમાં એક એકને અજબ કેફ ચડી ગયો.

થોડી વારે રાજાનું કારભારી તરફ ધ્યાન ખેચાયું. તેણે કારભારીને ઇશારત કરીપાસે બોલાવ્યો.

"કેમ ! મારૂં કંઇ કામ છે ? "

---

૪ સોનાનો કળશીયો. ૫ ભરાઉદાર જાડાં ૬ સ્તન, ૭ હોઠ. ૮ રતાશ લાલાશ. ૯ સિંહ જેવી પાતળી કેડ, ૧૦ જાડાઇ અને મોટાઇ ૧૧ પુંઠ ૧૨ આંખો ૧૩ હાથ રૂપી વેલ. ૧૪ કેળ. ૧૫ જાંઘ. ૧૬ કામદેવ ૧૭ સુગંધ.

" આપને ખાનગીમાં વાત કરવાની છે. "

" બહુ જરૂરની વાત છે ! '

" હા બાપુ ! '

અજયે ગુણીકાના ખુબ વખાણ કર્યાં તેને યોગ્ય ઇનામ આપ્યું દરબારને દરખાસ્ત કરવામાં આવ્યો.

અજાય ખાનગી કારભારી સાથે ખાનગી ઓરડામાં આવ્યો.

# પ્રકરણ ૩૪ મું.

## વિચિત્ર વાત.

''કેમ ! શું કામ છે ?" અજયે ઓરડામાં આવતાં પુછ્યું. "એક બહુજ વિચિત્ર વાત કહેવાની છે." " બહુજ વિચિત્ર વાત ! " અજયે જરા આશ્ચર્ય સાથે પુછ્યું.

" હા બાપુ. પેલી સુન્દર માછલી સંબંધે આ વાત છે. પણ આ વાત કહું તે પ્હેલાં મારે તમારી એક વાતની માફી માગવાની છે, ગઇ કાલે મેં તમને કહેલું કે માછલી વધુ ગરમીને લીધે દાઝી ગઇ. એ વાત સાવ ખોટી હતી. "

" ત્યારે ખરી વાત શી છે ! "

કારભારીએ બધી વાત વિસ્તારપૂર્વક સમજાવી.

આ સાવ સાચી બનેલ વાત છે કે અરેબીયન નાઇટસ કે સુડાબહોતેરીમાંની કોઇ વાર્તા છે ? "

" બાપુ ! તમારી પાસે ખોટી વાત કરવાની હિમત કોણ કરે?"

" ત્યારે કાલ સ્હવારમાં ખૂબ વ્હેલો જેસંગ માછલીઓ લાવે

એવો બંદોબસ્ત કરો. સવારે સાત વાગ્યે મારી રૂબરૂમાં માછલી તળવાની છે. ”

“ જેવી આપની આજ્ઞા. ”

“ પણ જેસંગ આજ ફરીથી માછલીઓ નહિ લાવે !”

તે લાવે એમ લાગતું નથી. તેજ દિવસે તેણે ચોકખી ના પાડી દિધેલીને ! છતાં હું તેની પાસે જાઉં છું ! તેને સમજાવી જોઉં નહિં માને તો કાલ સવારે વ્હેલો લઇ આવવાનું કહીશ. ”

‘ તેને સમજાવવો પડે તેમાં વાંધો નહિ, પણ તેને ધમકી ન આપતો હો !”

કારભારી જેસંગને ત્યાં પહોચ્યો. જેસંગે તેનું સ્નેહથી સ્વાગત કર્યું. આડી અવળી થોડી વાતો કર્યા પછી કારભારી બોલ્યો.

‘ મહારાજા સાહેબની ખાસ ઇચ્છા છે તો આજ ફરીથી માંછલીઓ લાવ ને !

“ મેં એક વાર આપને કહી દીધું કે મારી પ્રતિજ્ઞા છે તે પ્રતીજ્ઞા હું કોઇ કાળે નહિ તોડી શકું. ”

“ ત્યારે આવતી કાલે ખુબ વ્હેલો ઉઠીને લઇ આવીશને ?”

“ હા ! ચોક્કસ ! ”

# પ્રકરણ ૩૫ મું.

## લયલા મજનુન

જેસંગ આજ તો ત્રણ વાગ્યે ઉઠયો. ધસઘસાટ ઉંઘતી રૂપાળીના આલિંગનમાંથી છુટો થઇને બેઠો થયો. રૂપાળીના મોં પર એક મૃદુ ચુંબન લીધું અને જાળ લઇને ચાલતો થયો.

૭ વાગ્યે તો તે માછલી લઇને પાછો આવ્યો. કારભારીને ત્યાં પહોંચ્યો. કારભારી માછલી ઉપડાવીને રસોડે આવ્યો.

જમના હજી ન્હોતી આવી. તેને બોલાવવા કારભારી તેને ઘેર ગયોં. તેની ઓરડી અંદરથી બંધ હતી. કારભારીએ યુક્તિથી સાંકળ ખોલી નાખી.

જમના પથારીમાં ઘસઘસાટ ઉંઘતી હતી. તેને જોતાંજ કારભારીને કલાપીની નીચલી કવિતા યાદ આવી. કલાપીએ જમનાને જોઇને તો આ કવિતા નહિ લખી હોય ને! કારભારીને શંકા આવી.

તે આ કવિતા ધીમે ધીમે ગણગણવા મંડયો,
સુંદર આ સેજ [1] માંહી, પુષ્પના પરાગ માંહિ.
વસન્તના જેવી પ્રીયા આજ મારી દીસે છે.
સુતેલી છે બાળા લાલ, કોમળ છે ગાત્ર [2] ઢીલાં,
ચંદ્ર જેવો શીત [3] ચહેરો શાંત હસી રહયો છે.
સ્તનો મંદ મંદ હલે શ્વાસની સુગંધી સાથ,
તલાવ તરંગ જેવું કૃષોદર [4] ઝુલે છે.
સર્પના સમુહ જેવા વાળ આમ તેમ હલે.
પવનના જેવું વસ્ત્ર ફરફર ઉડે છે.
કદલીનાં [5] વન જેવાં વસ્ત્ર નિશ્ચલ [6] ઉરૂની [7] વચ્ચે
જલફર ફર જેવી પાટલી પડેલી છે,
લાલ ગાલ ગુલ્ફ પર ચાંદલો ખસી પડેલો,
કપાળનું કુંકુમ તો ભુંસાઇ ગયેલું છે.
ઘટ [8] જલધર [9] જેવા નિતંબની પાસે નાની,

---

૧ પથારી, ૨ અવયવ. ૩ થંડો.

૪ પાતળુ પેટ, ૫ કેળ, ૬ ભારે વજનની ૭ જાંઘ ૮ જાડા

કટી [૧૧] શ્રમ સુરતથી [૧૨] શાંત થઇ પડી છે,
દ્યુતીના [૧૩] દમામવાળી [૧૪] હસ્ત લતા [૧૫] પ્યારી સારી,
ધડકતી છાતીની ઉપરે પડેલી છે.
પ્યારી પ્રેમવાળી પ્રાણ પોઢેલી છે પ્રેમ ઘેલી,
ચુમ્બનને ઇચ્છતી આ આંખ એની બંધ છે.
અંગુલી અધર [૧૬] પર ઓષ્ટ જરા ઉંચો રહયો,
રામા વ્હાલી સુતી સુતી પીયુ પીયુ જપે છે.

જમનાના પગ આંટી વળેલા હતાં. છતાં પરથી. છેડો ખસી ગયેલો હોવાથી ભરાઉદાર છાતી મોહક લાગતાં હતાં સ્તન ખુબ ધડકતાં હતાં, અત્યારે તે પોતાના રમણ સાથે સ્વપ્નામાં રતીકેલી કરતી હોય એમ લાગતુ હતું. તે સીસકાર કરતી હતી મોઢા પર

કારભારી આ દેખાવ જોતાં કામવિહ્વળ થઇ ગયો. જમનાની આંખો ખુલી ગઇ. પોતાના પ્રાણ સખાને જોઇ તેના આનંદનો પાર ન રહ્યો. બંનેએ રતીકેલીનું અપૂર્ણ સુખ અનુભવ્યું.

" કેમ આજ સ્હવારમાં ? " જમનાએ કપડાં પહેરતાં કહ્યું.

" સ્વર્ગનું સુખ મેળવવા. "

" નફટ ! સાચું કહો ને ? મારા સમ ! "

" મેં બાપુને બધી વાત કરી છે. તેણે આજ માછલી તળતી વખતે હાજર રહેવા ઇચ્છા બતાવી છે. આ ચમત્કાર નજરોનજર જોવા તે ખુબ ઇંતેજાર છે. તેથી તને અત્યારમાં બોલાવવા આવ્યો

---

૯ વાદળું ૧૦ પુંઠ ૧૧ કેડ ૧૨ રતીક્રીડાના થાકથી ૧૩ વીજળી. ૧૪ ભભરાવાળી. ૧૫ હાથીરૂપી વેલ. ૧૬ નીચલો હોઠ. ૧૭ હેઠ.

અપૂર્વ આનંદ ઝળકતો હતો. તે પોતાની છાતીને જોરથી આલિંગન આપતી હતી. તેનો સમસ્ત દેહ આનંદથી ઉછળી રહ્યો હતો.

શું. હવે તારે ગભરાવા જેવું નથી હો! અમે બે હાજર રહીશું પછી તને બ્હીક શી લાગવાની ?"

"મને મારે માટે બ્હીક નથી લાગતી. પણ પેલી રૂપાળી ડાકણ તમને અને રામ જેવા રાજાને કાંઈ કરી નાંખે એવી બ્હીક લાગે છે."

"તારી બ્હીક સાવ નકામી છે. તે ડાકણ અમારો વાળ પણ વાંકો નહિ કરી શકે."

પણ ચેતતા નર સદા સુખી એ કહેવત તમે ભૂલી જાઓ છો!"

"ના એ નથી ભુલ્યો. અમે અમારી તરવાર તૈયાર કરી રાખીશું. અમને હેરાન કરવા આવનાર ડાકણ જરૂર તેનો સ્વાદ ચાખવાની."

જમનાએ કાંઇ જવાબ ન આપ્યો.

# પ્રકરણ ૩૬ મું.

## રૂપસુન્દરી કે કાળમુખો ?

અજય તો રોજ ચાર વાગ્યે ઉઠનારો હતો. જમનાએ રસોડામાં જઈને માંછલીઓ તૈયાર કરી. કારભારી અજયને બોલાવી આવ્યો.

કારભારીએ તો રાજાને ઓરડા બ્હાર ઉભા રહેવા વિનતી કરી. પણ અજય તો આદર્શ ક્ષત્રિય હતો.

હું કાંઇ એવો બાયલો નથી કે કોઇ ડાકણથી ડરીને બહાર ઉભો રહું, આ જમના સ્ત્રી હોવા છતાં અંદર રહે અને પુરૂષ છીએ એટલે બ્હાર ઉભા રહેવું એમ ને ? અને જમના તું ગભરાતી હોય તો બ્હાર ઉભી રહે. માછલીઓ અમે હાથે તળી નાખીશું"

"એ શું બોલ્યા ? બાપુ ? આપ અંદર ઉભા રહો છો, તો પછી મારે ગભરાવાનું ક્યાં રહ્યું ?"

માછલીઓ પેણા ઉપર તળવા મુકી. એક બાજુ તળાઇ રહ્યા પછી તેમને બીજી બાજુ જમનાએ ફેરવી કે તરતજ અગાઉની પેઠે ભયાનક અવાજ થયો. ભીંત ફાટી પણ તેમાંથી રૂપસુંદરી બ્હાર ન નીકળી. એક બેડોળ બાવો તેમાંથી નીકળ્યો. તે ઘણો ઉંચો, કદાવર અને બળવાન હતો. તેના હાથમાં એક લીલી લાકડી હતી. બાવો ચુલા પાસે આવ્યો, અને ભયાનક કર્કશ અવાજથી રૂપસુંદરીએ પૂછ્યો હતો તેજ પ્રશ્ન માછલીઓને લાકડી મારીને પૂછ્યો. જવાબ ન મલ્યો. બીજીવાર પુછ્યો. તો પણ જવાબ નહી ત્રીજીવાર તેજ પ્રશ્ન પૂછ્યો છતાંય જવાબ નહી હવે તેના ક્રોધનો પાર ન રહ્યો. ગુસ્સાથી તેનુ આખૂ શરીર ધ્રુજવા લાગ્યું ચોથીવાર તે જ સવાલ પુછ્યો આ વખતે માછલીઓએ રૂપસુંદરીને આપ્યો હતો તે જ જવાબ આપ્યો.

બાવાએ કડાઇ ચુલા ઉપરથી લઇ લીધી અને રસોડાની વચમાં ઉંધી વાળી દીધી. જે રસ્તે આવ્યો હતો. તેજ રસ્તે તે ગુસ્સે થઇને ચાલ્યો ગયો. ભીત પાછી સંધાઇ ગઇ.

રાજાની અજાયબીનો પાર ન રહ્યો જોયાં છતાંય ન માની શકાય એવા આ ચમત્કારીક દ્રશ્યની અસર રાજાજી ઉપર ખુબ થઈ.

# પત્થરનો પાદશાહ

—: યાને :—

# ભોંયરાનો ભેદ.

## પ્રકરણ ૩૭.

### આતો અજબ.

આ ભેદ જાણી લીધા વિના હવે મને જરાય ચેન પડવાનું નથી આ માછલીઓ સાધારણ માછલીઓ તો નથીજ તેમાં કાંઇ રહસ્ય છે. "

" હા ! બાપુ ! આપનું કહેવું સાવ સાચું લાગે છે પ્હેલા બે દિવસ રૂપસુન્દરી આવી અને આજ બાવો આવ્યો તેનું શું કારણ હશે?,

" કાંઇ ખબર પડતી નથી અને આ બાવો આવ્યો કયે રસ્તે અને ગયો કયે રસ્તે ! બહાર ચોકી કરતાં ચોકીદારોએ તો રૂપસુન્દરી કે હબસી કોઇને આવતાં જતાં જોયા નથી આ બધો ભેદ જાણવોજ જોઇએ પણ ભેદ જાણવો કઇ રીતે !

" હું ધારૂ છું કે આપણે આ માછલીઓના તળાવ પર જઇએ તો કદાચ ભેદનો ઉકેલ મળી આવે ખરો. "

" ત્યારે જેસંગ આ માછલીઓ સમુદ્રમાંથી નથી લાવતો ? "

" ના ! ના ! એ તો આ માછલીઓ અહીંથી ત્રણ ચાર ગાઉ દુર આવેલા તળાવમાંથી લાવે છે. "

" તળાવ ? ત્રણ ચાર ગાઉ દુર ? હું તો આ પ્રદેશમાં ખૂબ ભટકું છું. મેં તો આટલામાં ક્યાં ય તળાવ નથી જોયું. "

" આપણે પેલા જેસંગને બોલાવીએ. તે આપણને બધી હકીકત પૂરી પાડશે. "

" હા ભલે. ત્યારે તેને બોલાવો. "

જેસંગને બોલાવવા એક માણસને મોકલ્યું. માણુસ જેસંગને લઇને થોડીવારમાં પાછો આવ્યો.

" જેસંગ ! તું આ માછલીઓ ક્યાંથી લાવે છે ? "

" બાપુ ! અહીંથી પેલો લંબડીઓ ડુંગર દેખાય છેને ? તેની પાછળ એક મોટું જંગલ છે. તે જંગલમાં ચાર ટેકરીઓની વચમાં આ તળાવ છે. "

" આ તો અજબ ! ડુંગર પાછળ ટેકરીઓ ક્યાં હતી ? તળાવ હોય એમ તો કોઇને ખબર નથી. હું તો ઘણી ય વાર તે તરફ શિકારે જાઉં છું. મેં તો તે તરફ તળાવ નથી જોયું. "

" ત્યારે બાપુ ! આપ ફરમાવો ત્યારે આપની સાથે આવીને આપને તે તળાવ બતાવવા તૈયાર છું. "

" ચાલો ! ત્યારે આપણે અત્યારે જ જઇએ. કારભારી ત્રણ ઘોડા લાવો. પ્રધાનજીને પણ બોલાવો ! અને મારા દસ અંગરક્ષકોને પણ તૈયાર થવા ફરમાવો. ખૂબ ભાતું લઈ લેજો. ત્યાં એકાદ દિવસ રોકાવાનું કદાચ થાય. "

# પ્રકરણ ૩૮.



અજય, પ્રધાન, કારભારી, જેસંગ અને દસ અંગ રક્ષકો તળાવ તરફ ઉપડયા એક કલાકમાં તેઓ લંબડીઆ ડુંગર ઉપર પહોંચ્યા. ડુંગરની ટોંચ ઉપર ચડીને જોતાં ડુંગર પાછળ ભવ્ય રમણિય મેદાન નજરે પડયું. આ જોતાં જેસંગ સિવાય બધા ય ને નવાઇ લાગી. આજ સુધીમાં કોઇએ આ ભવ્ય મેદાન ન્હોતું જોયું.

પછી તેઓ ઝડપથી તળાવ પાસે આવી પહોંચ્યા જેસંગના કહેવા મુજબ તળાવની ચાર બાજુએ ચાર ટેકરીઓ હતી. તળાવ અજબ સુન્દર હતું. અંદર ચાર રંગની માછલીઓ ગેલ કરતી રમતી હતી.

" પ્રધાનજી ! તમે આ બાજુ શિકાર કરવા તો ઘણી ય વાર આવ્યા હશો. તમે આ તળાવ જોયેલું ખરૂં ? "

" શિકાર કરવા તો ઘણી ય વાર આવેલો પણ આવું કાંઇ જોયેલું નહિં. ખરેખર ! આ તો ચમત્કારીક છે. આ તળાવ સંબંધે મેં કોઇ પાસેથી વાતે ય સાંભળી નથી. આ તળાવ અહિં અચાનક રીતે કેમ આવી ગયું, તેની સુઝ પડતી નથી.

રાજાએ અંગરક્ષકોને પૂછ્યું તેમણે પણ જવાબ આપ્યો કે અમે આ તળાવ સંબંધે કાંઇ સાંભળ્યું નથી.

"ત્યારે જેસંગ ! તને આ તળાવ કોણે બતાવ્યું ? "

" મહારાજ ! એ જરા ખાનગી વાત છે. "

અજયે બધા તરફ સ્હેજ ઇશારો કરતાં, બધા જરા દૂર થઇ

ગયા. જેસંગે સમુદ્રમાંથી મળેલ પેટી, તેમાંથી નિકળેલ રાક્ષસ, તેણે કહેલી આત્મકથા, પછી પોતાનું કરેલું ખુન, રૂપાળી પર અત્યાચાર, રૂપાળીના શ્રાપથી તેનો થયેલ નાશ, તેનું દેવના સ્વરૂપમાં પાછું આવવું, પોતાને (જેસંગને) આપેલ જીવીતદાન, તેણે આપેલ આશિર્વાદ, અને આ તળાવનો બતાવેલ માર્ગ એ બધી હકીકત તેણે અજયને ટુંકમાં કહી બતાવી.

"આ તો અદ્દભુતાની પરાકાષ્ટા. હવે તો મારે આ ભેદ શોધ્યા સિવાય છુટકોજ નથી."

અજય અને જેસંગ પોતાના માણસો પાસે ગયા.

"હવે ત્યારે શહેરમાં પાછા જઇશું ને!" પ્રધાનજીએ અજયને પૂછયું.

"ના. ના. આ ભેદ શોધવા મારી ઇચ્છા છે."

"બાપુ! એમ આરો ક્યાંથી આવવાનો? જે થયું તેને ભૂલી જવામાં જ સાર છે. આ ભેદ શોધવા જતાં કયાંક હેરાન થઇ જશું."

"ક્ષત્રિય બચ્ચાને હેરાન થવાનો ભય નથી હોતો. હું પ્રતિજ્ઞા લઉં છું કે આ ભેદ શોધ્યા પ્હેલાં હું શહેરમાં પગ નહિ મેલું."

"અરર! બાપુ! એ કાંઇ ઠીક કહેવાય? પ્રજાને કેટલું દુઃખ થશે તેનો કાંઇ વિચાર કર્યો?" પ્રધાને રાજાને સમજાવવા પ્રયાસ કર્યો.

"મારી પ્રતિજ્ઞા હું મરણાંતે પણ નહિ છોડું. તમે શહેરમાં જાઓ અને રાજકાજ સંભાળો કોઇને આ વાત ન કહેતા. પ્રજાને જાહેર કરજો, મહારાજ હમણા માંદાં હોવાથી રાજકાજમાં ભાગ નહી લઇ શકે."

" ત્યારે મારી વીનંતી નહી સ્વીકારો ! "

" ના ! તમે હવે એકદમ શહેરમાં જાઓ

પ્રધાન રાજાના હુકમને માન આપીને ઘોડે બેસીને શહેર તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૩૯.

---

### અજબ પ્રકાશ.

રાત પડવા આવી આસપાસ બધુ જંગલ જંગલી પશુઓ ચીચીયારીઓ પાડવા મંડયા અને કાળુ અંધારૂ ફેલાઇ ગયું રાજા સિવાય બધા ગભરાવા મંડયા.

" બાપુ મારૂ કહેવુ માનોને ? આ અજાણ્યા જંગલમાં આપને જીવનુ જોખમ છે માટે હજુ પણ શહેર તરફ ઉપડી જઇએ તો સારૂ કારભારીએ વીનતી કરી.

" તમને બ્હીક લાગતી હોય તો જઇ શકો છો જેને જવું હોય તે ખુશીથી જઇ શકે છે હૂં મારી પ્રતીજ્ઞા ગમે તે જોખમે નહી તોડું "

કારભારીને લાગ્યું કે આ સમજે તેમ નથી રાત વધવા મંડી બધા ઉંઘી ગયા જેસંગ પણ ભેદ જાણવાની કુતુહલતાથી રાજાની સાથે રહ્યો હતો.

• રાતે બે વાગે રાજા ઉઠયો કમરે તલવાર લટકાવી હાથમાં પીસ્તોલ લીધી અને કોઇને ખબર ના પડે તેમ જંગલમાં ચાલતો થઇ ગયો.

અકસ્માત તે વખતેજ જેસંગની આંખો ઉઘડી ગઇ. રાજાને અત્યારે બ્હાર જતો જોઇને આશ્ચર્ય થયું. તે અજયની પાછળ ધીમે ધીમે ચાલવા લાગ્યો. અજયને તેની ખબર ન પડી.

તેઓ એક કલાક ચાલ્યા હશે, તેવામાં જબરદસ્ત ફુંફવાડો સંભળાયો. રાજા ચમકયો. પાસેના ઝાડ પર ચઢી ગયો. જેસંગ બીજા ઝાડ પર ચઢી ગયો.

બે મીનીટમાં એક જબરદસ્ત મણીધર નાગ ત્યાં આવ્યો. તેના મણિને લીધે ચારે બાજુ બાર ગાઉમાં પ્રકાશ ફેલાઇ રહ્યો. રાજા ચઢયો હતો, તેજ ઝાડ નીચે નાગે મણી મુકયો, અને પોતે ચારો કરવા ચાલ્યો ગયો.

રાજા અને જેસંગ ઝાડ ઉપર બેસીજ રહ્યા.

પાંચ વાગ્યે નાગ પાછો આવ્યો. મણી ઉપાડી લીધો. રાજાએ તે કયાં જાય છે, એ બરાબર જોયું. સ્હવારનો થોડો પ્રકાશ અને મણીના અજબ પ્રકાશથી બધું સાફ દેખાતું હતું. નાગ અર્ધા ગાઉ દુર આવેલી એક વાવમાં ઉતરી ગયો.

થોડી વાર પછી અજય નીચે ઉતર્યો. અને વાવ તરફ ચાલવા માંડયો. જેસંગ પણ પોતાના ઝાડ પરથી નીચે ઉતર્યો અને અજયની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

થોડી વારમાં તેઓ વાવ પાસે આવી પહોંચ્યા.

રાજા વાવમાં ઉતરવા લાગ્યો. જેસંગે તરતજ તેનો હાથ ઝાલ્યો. રાજા ચમકયો. પાછળ જોયું. જેસંગને જોતાં તેને ખુબ આશ્ચર્ય થયું.

" કોણ ! જેસંગ ! તું ? તું અહિં કયાંથી ! "

"બાપુ! માફ કરો. મેં તમને એકલા જતા જોયા. તમને આફતને પ્રસંગે કાંઇક મદદ કરી શકું. એવી ઇચ્છાથી તમારી પાછળ પાછળ આવ્યો."

"ત્યારે તેં પેલા મણિધર નાગને જોયો?"

"હા! બાપુ!"

"ચાલ? ત્યારે આપણે આ વાવમાં ઉતરીને જોઇએ. ત્યાં કાંઇક ભેદ હોવો જોઇએ."

"બાપુ! પ્હેલાં મને જવા દો ને? હું જોઇ આવું."

"ના આપણે બેય સાથે જઇએ."

"પણ જોખમનું કામ છે."

"હું કાંઇ બાયલો નથી."

બન્ને વાવમાં ઉતર્યા. પાણી સુધી પહોંચ્યા. ક્યાં બખોલ કે રાફડા જેવું દેખાયું નહીં. ત્યારે નાગ ગયો ક્યાં? રાજા મુંઝવણમાં પડયો.

તેવામાં જેસંગની નજર ભીંત ઉપર ગઈ. ત્યાં મોટા અક્ષરે લખ્યું હતું. "આ વાવ પાસે કોઇએ રાત રહેવું નહિ. રહેશે તેનું મોત થશે."

જેસંગે રાજાનું તે તરફ ધ્યાન ખેંચ્યું.

"ચાલો! આ નવી અજાયબી. નવી નવી અજાયબીઓ જોઇને હું કદાચ ગાંડો બની જઇશ. પણ આ નાગ ગયો ક્યાં?"

"હું તો એમ ધારૂં છું કે નાગ પાસે મણી હોવાથી પાણીએ તેને માર્ગ કરી આપ્યો હશે અને તે આ વાવ નીચે પોતાના રહેઠાણમાં ગયેલ હશે."

" ત્યારે આપણે ગમે તે ઉપાયે તે મણી મેળવવો જોઇએ. પણ મેળવવો કેવી રીતે ? તને કાંઇ ઉપાય સુજે છે ? "

" હા, પ્હેલાં તો આપણે તળાવ ઉપર આપણા માણુસો પાસે જઇએ. તેને આ વાત નહિ કરીએ. હું ત્યાંથી ઘોડે બેસીને શહેરમાં જઇશ, અને—" બાકીની વાત જેસંગે રાજાના કાનમાં કહી. રાજા તે સાંભળી ખૂશ ખૂશ થઇ ગયો.

" વાહ ! બહુ સરસ યુક્તિ, આવો સરસ વિચાર મને સ્વપ્ને ય ન સુઝત. "

થોડીવારમાં તેઓ તળાવ પાસે પહોંચ્યા. કારભારી અને અંગરક્ષકો અજય અને જેસંગને ગુમ થયેલા જોઇ ચિંતામાં પડયા હતા. તેમણે અજય અને જેસંગને આવતા જોયા. તેથી તેઓ ખૂશ થયા.

રાજાએ એટલુંજ કહ્યું કે રહવારે ઉંઘ જરા વ્હેલી ઉઠી જવાથી આટલામાં ફરવા ગયા હતા.

જેસંગ ઘોડે બેસી પૂર ઝડપથી શહેરમાં પહોંચ્યો.

---

# પ્રકરણ ૪૦ મું.

## વિરહિણી રૂપાળી.

જેસંગ શહેરમાં પહોંચ્યો. શહેરના લુહારોને ભેગા કર્યા. અજયનો હુકમ બતાવ્યો અને તે હુકમ અનુસાર એક ન્હાનકડી લોહાની પેટી તઇયાર કરવા, અને તેની ચારે બાજુએ ઉભા અણીદાર ખીલા

ઉભા જડવા કહ્યું. લુહારોએ આ કામ એક કલાકમાં કરી આપવાનું વચન આપ્યું.

જેસંગ ત્યાંથી તરત ઘેર પહોંચ્યો. રૂપાળી તેની રાહ જોઇને બેઠી હતી. તેની આંખો આખી રાતની ચિંતાથી લાલઘુમ થઇ ગઇ હતી. મોઢું સાવ ફિક્કું પડી ગયું હતું. જેસંગે તેને બાહુપાશમાં જકડી લીધી અને અસંખ્ય ચુમ્બનોથી મોઢા ઉપરની ફિકાશ અને ચિંતા ધોઇ નાખી રૂપાળીનું વદન હવે આનંદથી લાલચોળ બની ગયું.

અત્યારે આ આનંદથી રૂપાળીનું સૌન્દર્ય અજબ ઝળકી ઉઠયું. જેસંગ તો કવિ બની ગયો અને રૂપાળીના સૌન્દર્યનું વર્ણન કવિતામાં ગાવા લાગ્યો.

મનહર છંદ.

સુરજ ને ચાંદે આજ આભમાંથી ઉતરીને,
યૌવનવાળીની આંખ ખાસ અજવાળી છે;
ભાલ[1]ની વિશાળતાએ વ્યોમ[2]ને વટાવી દઇ,
ચાંદલાએ ચાંદનીને ફુલાવી ફેલાવી છે.
કેશના કલાપે[3] સાપ શેષને સ્મરાવીને,
અંબરે સાગર શરમાવવાની તૈયારી છે.
હાસને વિલાસ તે શું ધ્વંશ[4] કર ધીરતાની.
કર હળવે દઇને ઝુલાવી કટારી છે.
મુખમાં મધુર અમી[5] ભરપુર ભર્યું તેની,
શાખ[6] પુરવાને ગાલે લાલી[7] પથરાઇ છે.

---

૧ કપાળ. ૨ આકાશ. ૩ અંબોડો. ૪ ભંગ. ૫ અમૃત. ૬ સાક્ષિ. ૭ રતાશ.

નાક તણા વાંકે કાંક પોપટ લજાવ્યા તેથી,
બિંબને બતાવીને મનાવવા સજાઇ છે.
કુચની[૮] કઠોરતાને કાઢવાને ક્રોધ કરી,
કુમળી છતાં ય આજ છાતી ઉભરાઈ છે.
કટી તણી કૃષતાની[૯] દયા ખાઇ—,
જાંઘની જાડાઈ જગદીશથી દેવાઇ છે.
હંસ તણો વંશ બધો ચાલ શીખી ચતુરાની,
ફોકટ બડાઇ કરી માન ખાટી જાય છે. "

રૂપાળી આલિંગનમાંથી છૂટી થઇ ગઇ. જરા ક્રોધ બતાવ્યો, અને જેસંગને કવિતા આગળ ગાતાં અટકાવ્યો.

" તમે મારા ગુન્હેગાર છો. કાલ આખી રાત ગયા'તા ક્યાં ? અમે તમારી ચિંતા કરી કરીને મરીએ અને તમે ફાવે ત્યાં રખડો. અને અત્યારે આવતા વેંત કવિતાઓ ગાઇને ફોસલાવવા મંડયા છો. શરમ નથી આવતી ? "

જેસંગ જરા લ્હેરમાં હતો. તે હસતા હસતાં બોલ્યો, " આટલો બધો ક્રોધ ? ગુન્હેગારની જે કાંઇ સજા કરવી હોય તે કરી લે. તારી ઇચ્છા હોય તો—

બેડી જડી ચરણુની,[૧] ભુજ[૨] બંધ[૩] બીડી,
દંતે[૩]વીંધી વીંધી, કુચાગ્રથી[૪] પીડી પીડી;
દંડી [૫]ય ચંડી[૬] ! સુખી થા; નથી આ ખમાતાં,
કંદર્પ[૭] પારધી તણાં અતિ તીર તાતાં.[૮]

---

૮ રતન. ૯ પાતળી.

૧ પગ. ૨ હાથ. ૩ બંધનઃ દંતે=દાંતથી: ૪ સ્તનનો આગલો ભાગ. ૫ સજા કરીને. ૬ ગુસ્સે થયેલી સ્ત્રી. ૭ કામદેવ, ૮ આકરાં.

"ખરેખર પુરૂષ આટલા બધા નિર્દય હોતા હશે? આવી વાતમાં ય તમને મશ્કરી સુઝે છે." રૂપાળી રડી પડી.

"ગાંડી રે! ગાંડી! એ તો રાજાનું કામ હોય ત્યાં મોડું ય થાય. તેમા આટલી ચિંતા શા માટે કરીએ? કાલ આખી રાત રાજા સાથે પેલા તળાવ ઉપર કાઢી. પેલી જાદુઇ માછલીનો ભેદ શોધી કાઢવાની તેમણે પ્રતિજ્ઞા લીધી છે." આમ કહીને તેણે બધી વાત સવિસ્તાર કહી સમજાવી,

"ત્યારે તમે પાછા જાવ છો?" રૂપાળીએ નિરાશાથી પુછ્યું.

"હા. છૂટકો નથી."

"પાછા કયારે આવશો?"

"કાંઇ નક્કી ન કહેવાય. હું રાજાની સાથે છું. જરા ય ચિંતા ન કરતી. મારા સમ." આમ કહી જેસંગ રૂપાળીથી છૂટો પડ્યો. બન્નેની આંખમાંથી આંસુનુ એક ટીપું ખર્યું.

જેસંગના ગયા પછી. રૂપાળી ખુબ રડી. પછી આંખમાં આંસુ સાથે પ્રભુને પ્રાર્થના કરી "હે? ભગવાન? એમને હેમખેમ રાખજે. મારી આંખોના એ રત્નને; મારા દેહના એ પ્રાણને સંભાળજે.

ત્યાં તો બાલકો આવી પહોંચ્યા. રૂપાળીએ આંસુ એકદમ લુછી નાંખ્યા, અને કૃતિમ હાસ્ય હસી.

"બા! મારા બાપુ આવ્યા'તા ને?"

"હા. પણ રાજાજીનું કામ હોવાથી પાછા ગયા." રૂપાળીની આંખમાંથી આંસુનું ટીપું પડયું. બાલકોના મોઢાં પણ દયામણાં થઇ ગયા.

---

# પ્રકરણ ૪૧.

## મણી માટે મ્હેનત.

“ કેમ જેસંગ ! કામ ફતેહ ને ? ” રાજાએ જેસંગને આવતાં જોતાં સામે જઇને પૂછ્યું.

‘, હા. બાપુ ! જુઓ ને ! ” જેસંગે ચારે બાજુએ લોઢાના અણીદાર ઉભા ખીલા જડેલ પેટી બતાવી.

અજય તે જોઈ ખુશ થયો.

× × × ×

“ કારભારી ! તમે બધા હવે શહેરમાં જાવ ! તમારૂં કોઇનું હવે કાંઇ કામ નથી. હું અને જેસંગ જરા કામ હોવાથી બ્હાર જઇએ છીએ. ” અજયે સાંજે પાંચ વાગ્યે કારભારીને કહ્યું.

“ પણ બાપુ ! હું સાથે આવું તો ? મને તમારી ખૂબ ચિંતા રહે છે.”

“ ના એવી ખોટી ચિંતા ન રાખીએ. ઠીક ! અમે જઇએ છીએ. તમે શહેરમાં ચાલ્યા જાવ. ”

જેસંગ અને અજય પેલી ન્હાનકડી પેટી લઇને ઘોડા ઉપર બેસી જંગલ તરફ ઉપડયા. કારભારી અને અંગરક્ષકો શહેર તરફ જવા રવાના થયા.

જેસંગ અને અજય થોડીવારમાં પેલા ઝાડ પાસે આવી પહોંચ્યા. દિવસ આથમ્યો. બન્ને એઘોડાઓને જરા દુર ઝાડ સાથે બાંધ્યા. નાગ જે ઝાડ નીચે મણી રાખતો હતો. તે ઝાડ ઉપર અજય

ચઢ્યો; જેસંગે તે ઝાડ પર પોતાને ચઢવા દેવા ખૂબ વિનંતિ કરી, પણ તે નકામી ગઇ. અજય પોતાની ખાતર કોઇનો જીવ જોખમમાં નાખવાનો ખાસ વિરૂદ્ધ હતો. જેટલું બની શકે તેટલું કામ પોતાને હાથે કરવાની તે ખૂબ ચીવટ રાખતો. તેથી જેસંગની વિનંતિને અવગણીને જે ઝાડ નીચે નાગ મણી રાખતો, તેની ઉપર અજય ચઢ્યો.

"જેસંગ! તું પાસેના ઝાડ પર ચઢ. એક ઝાડ ઉપર આપણે બેયને રહેવું ઉચિત નથી. કદાચ તેથી ખુબ ખખડાટ થાય અને નાગ હેરાન કરે અને પેટી મને આપ."

"બાપુ! પેટી ભલેને મારી પાસે રહી. હું તે કામ સરસ રીતે બજાવી શકીશ."

"પણ તારા કરતાં મને મારા પોતામાં વધારે વિશ્વાસ છે. લાવ પેટી! મોડું થાય છે." અજયે હુકમ કર્યો. જેસંગને નિરૂપાયે પેટી આપી દેવી પડી.

બન્ને જુદા ઝાડ પર બેસી ગયા.

આજ નાગ કાલ કરતાં ખુબ વ્હેલો નિકળ્યો. લગભગ દસ વાગ્યે વાવમાં સ્હેજસ્હાજ અવાજ થતો સંભળાયો. નાગનો ફુંફાટો કાને આવ્યો અજય સાવચેત થયો.

# પ્રકરણ ૪૨

## નાગનો નાશ.

ત્યાંતો વાવ ઉપરથી પ્રકાશ આવવા લાગ્યો. ચારે બાજુ અજવાળું ઝોકાર થઇ ગયું. નાગ મણી સાથે ધીમે ધીમે ચાલ્યો આવતો હતો.

નાગ પાસે આવતો ગયો. જેસંગનું હૃદય ધબકારા કરવા લાગ્યું. અજય પણ સાવ નિર્ભય તો ન્હતોજ.

નાગની લંબાઇ અને પહોળાઇ અદ્દભૂત હતી. નાગ આવા કદાવર હોતા હશે, એવો અજયને સ્વપ્ને ય ખ્યાલ ન્હોતો.

અજયના ઝાડ નીચે નાગ આવ્યો એક ક્ષણ ચારે બાજુ તેણે નજર ફેરવી. ઝાડ ઉપર પણ નજર કરી. અજયનું લોહી ફરતુ બંધ થઇ ગયું.

સદ્દભાગ્યે જે ડાળી પર અજય બેઠો હતો, તેના પર ઘણાં પાંદડાં હતાં, અજય તેમાં ઢંકાઇ ગયો હતો નાગની ચપળ આંખો અજયને ન જોઇ શકી.

નાગે ફુંક મારી નીચેની જમીન સાફ કરી. ત્યાં મણી મુકી દીધો. પાછી ચારે બાજુએ નજર ફેરવી, અને ત્વરાથી જંગલમાં ચારો કરવા ચાલતો થયો.

અજયને હવે જીવમાં જીવ આવ્યો. નાગે અજયને જોયો હોત તો તેના સોએ સો વરસ પુરાં થઇ ગયા હોત. કોઇપણ મર્દની તાકાત ન્હોતી કે આ રાક્ષસી નાગના પંજામાંથી છટકી શકે.

અજયે પ્રભુનો આભાર માન્યો. જંગલમાં ચાલ્યા જતાં નાગ તરફ દષ્ટી રાખી. મણીના અજવાળાને લીધે, તે ખૂબ દૂર હોવા છતાં દેખી શકાતો હતો.

છેવટે દેખાતો બંધ થયો, અજય ધીમેથી નીચે ઉતર્યો લોઢાની પેટી ઉઘાડી. તેમાં મણી નાખ્યો. પેટીનું ઢાંકણું બંધ કરી દીધું, પેટી મણી પડેલો હતો, તેજ જગ્યાએ રાખીને ત્વરાથી ઉપર ચડી આવ્યો.

મણી ઢંકાઈ જવાથી બધો પ્રકાશ ચાલ્યો ગયો, કાળો ઘોર અંધકાર ફેલાઇ ગયો. ચોમાસાની રાત હતી. તમરાંઓના વિચિત્ર અવાજ રાત્રિની ભયાનકતામાં વધારો કરતાં હતાં. આવો કાળો અંધકાર ગમે તેવા છાતીવાળાને પણ થથરાવી મુકવા સમર્થ હતો.

ઓચીંતો અંધકાર ફેલાઇ જતાં નાગને આશ્ચર્ય થયું. " શું થયુ ?" તેને વિચાર આવ્યો, " ક્યા કમ નસિબ પ્રાણીએ મારો મણી લેવાની દુષ્ટતા કરી છે ? " તેણે પોતાને પ્રશ્ન કર્યો. " આજ વરસો થયાં હું નિર્વિધ્ને ચારો કરવા આવું છું. આજ મને આ કાર્યમાં વિધ્ન કરનાર કયું દુષ્ટ પ્રાણી છે ? આવા મૂઢ પ્રાણીનો નાશ થવો જોઇએ. " તેણે નિશ્ચય કર્યો.

તેના ક્રોધનો પાર ન રહ્યો. તેની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. તેણે જોરથી ફુંફાટો માર્યો. ફુંફાટો આખા ય જંગલમાં ફરી વળ્યો. તેણે ક્રોધમા ફેણ જોરથી જમીન ઉપર પછાડી. આખા જંગલમાં તેનો પડઘો ફરી વળ્યો.

નાગ એકદમ જે રસ્તે આવ્યો હતો, તે રસ્તે પાછો ફર્યો. ઠેકઠેકાણે તે ક્રોધથી ફેણો પછાડતો હતો.

અજય આ અવાજ સાંભળતો હતો. તેને ભય લાગવા માંડ્યો. તેને લાગ્યું કે આ કામ ખોટું કર્યું પણ તેણે મન વાળ્યું. ક્ષત્રી બચ્ચો મર્દાઇના કામ માટે પસ્તાતો નથી. જીવન અને મરણ તેને રમત વાત છે. તે જીવી જાણે છે, અને મરી જાણે છે. અજયના દેહની નસેનસમાં આં મર્દાનગીવાળું લોહી ઉછળતું હતું તેણે તિરસ્કાર પૂર્વક ભયના બધા વિચારોને ફેંકી દીધા. તેની આંખોમાં મર્દાનગી પ્રકટી. તેનું શરીર જરા અક્કડ થયું. ગમે તે ભોગે નાગનો પરાજય કરવા તેણે નિશ્ચય કર્યો. મોત! તેની તેને રજ માત્ર પરવા ન્હોતી.

નાગ હવે નજીક આવ્યો. અજય તેને ન્હોતો દેખી શકતો. પણ તે પાસે આવે છે એમ તેના ચાલવાથી થતા અવાજ અને ફુંફાડાથી માલુમ પડતું હતું.

નાગ હવે તો સાવ નજીક આવ્યો. અજય તેની ચકચકિત લાલ આંખો જોઇ શકયો.

આવા ભયાનક અંધારામાં પણ નાગની તિક્ષણ આંખો બધું જોઇ શકતી હતી. તે આસપાસ નજર ફેરવ્યે જતો હતો.

તે ઝાડની નીચે આવ્યો. તેણે મણીની જગ્યાએ પેટીને જોઇ. નાગે તેને કોઇ પ્રાણી માન્યું. તેનો ક્રોધ છેલ્લી ટોચે પહોંચ્યો,

અજબ શકિતથી તેણે પેટી ઉપર ફેંણો મારવા માંડી. તિક્ષણ ખીલાઓ ફેંણને વીંધી નાખવા લાગ્યા. નાગને તો લાગ્યું કે આ પ્રાણી મને નહોર મારે છે.

તેનો ગુસ્સો વધતોજ ચાલ્યો. અજબ વેદના થતી હોવાછતાં તેણે ફેણ જોરથી માર્યાજ કરી. ફેંણ સાવ વીંધાઇને ખોખું થઇ ગઇ.

હવે નાગમાં શકિત ન રહી. તેણે છેલ્લી વાર ફેણ મારી લીધી પોતે લગભગ મરણાવસ્થામાં બેભાન થઇ પડયો, અને છેલ્લો શ્વાસ લીધો.

# પ્રકરણ ૪૩

## વાવમાં

અજય આ છેલ્લો શ્વાસ સાંભળી શકયો. તેને ખાત્રી થઇ કે નાગના રામ રમી ગયા છે. પાંચ મીનીટ તેણે રાહ જોઇ. નાગ જરાય સળવળ્યો નહિ.

તે તરતજ નીચે ઉતર્યો. જેસંગ પણ નીચે ઉતર્યો. બન્નેએ તલવારથી નાગના કેટલાય ટુકડા કરી નાખ્યા.

" જેસંગ ! હવે શું કરશું ? આ કામ તો ફતેહ થઈ ગયું. હું તો ઇચ્છું છું, કે અત્યારેજ આ મણીની મદદથી વાવમાં ઉતરીએ" અજયે પૂછયું.

બાપુ ! મારૂં માનતા હો તો રાત અહીં ઝાડ ઉપરજ પસાર કરીએ. સ્હવારે આપણે વાવમાં ઉતરીશું. રાત્રે ભય જેવું છે. "

અજયને આ સલાહ યોગ્ય લાગી. બન્ને તે ઝાડ ઉપર પેટી લઇને ચઠી ગયા. અને વાતોના ગપાટા મારવામાં રાત પસાર કરી.

અજય નવા વિચારનો જુવાનીઓ હતો. એક માછીમાર સાથે વાતો કરવામાં તે હિણપદ નહોતો માનતો. દુનિયાના સાહિત્યનો તેણે અભ્યાસ કર્યો હતો, બધે ય ભ્રાતૃભાવ ફેલાવવાના તેના કોડ હતા. હલકામાં હલકી કોટીના માણસ સાથે તે સાવ સંકોચ વિના આનંદથી વાતો કરી શકતો.

અત્યારે તેની ઉમર ત્રીસ વરસની હતી. દસ વરસથી રાજ કારભાર તેના હાથમાં આવ્યો હતો પિતાએ તેને પરણાવવા માટે ખુબ મહેનત કરેલી પરંતુ આ ભાઈ સાહેબે સાફ ના સુણાવેલી.

તે સૌંદર્ય પાછળ દિવાનો નહતો સ્ત્રીઓના મોહક અવયવો તેને ન્હોતા આકરશી શકતા તે તો પવિત્ર પ્રેમ પાછળ ગાંડો હતો તે પોતાને સમજી શકે એવા આત્માની શોધમાં હતો. દેહની સુંદરતાની તેને રજમાત્ર પણ પરવા ન્હોતી. આત્માની સુંદરતા માટે તે મરી ફીટતો હતો.

બધાએ પરણીજ જવું જોઇએ એમ તે ન્હોતો માનતો લાકડે માંકડું વળગાડવા કરતાં કુંવારી જીંદગી તે હજારવાર પસંદ કરતો

તેના સ્વપ્નાંઓની દેવી તેને મળે તો ઠીક છે, નહિ તો કુંવા રાજ પવિત્ર જીવન ગાળવું એવા તેના કોડ હતા.

સ્હવાર પડ્યું બન્ને વાવ તરફ વાતો કરતાં ચાલતા થયાં બન્નેના હાથ અને મોં ઉપર હજુ નાગના લોહીના છાંટા હતા હાથ મોં ધોઇને વાવમાં ઉતરવાનો તેમણે નિશ્ચય કર્યો

બન્ને વાવમાં ઉતર્યા પણ તેઓ પાણીને ન્હોતા અડી શકતા પાણી પાસે જાય કે તરતજ પાણી દુર ખસી જઇ માર્ગ કરી આપતું હતુ.

આનુ કારણ અજય એકદમ સમજી ગયો સાથેના મણીનો તે પ્રતાપ હતો. મણી જેસંગના હાથમાં આપી ને તેણે હાથ અને મો ધોયાં. પોતે મણી લઇ લીધો અને જેસંગે હાથ મોં ધોઇ નાખ્યાં

બન્ને હવે વાવના પગથીયાં ઉતરવા લાગ્યા પાણી માર્ગ કરી આપતું હોવાથી ઉતરવામાં જરા ય મુશ્કેલી ન્હોતી

આમ એક કલાક સુધી તેઓએ ચાલ્યા કર્યું તેઓ સાવ નીચે આવ્યા ચારે બાજુએ ભીત હતી મણીનો પ્રકાશ ન હોત તો અત્યારે ધોળે દીવસે પણ કાંઇ ન દેખી શકત.

# પ્રકરણ ૪૪

## સોનાનો મ્હેલ.

તેમણે ભીંત ખુબ બરાબર તપાસી. કર્યાં ય દરવાજા જેવું ન લાગ્યું. છતાં તેમણે ભીંત ઉપર ચારે બાજુએ હાથ ફેરવ્યા કર્યો.

અચાનક ભીંતમાં ખોસેલો એક ન્હાનો ખીલો જેસંગના હાથ માં આવ્યો. જેસંગે તે જરા દબાવ્યો.

તરતજ એક ધીમો અવાજ આવ્યો, અને જમીન પરની એક શીલા ઉઘડી ગઈ.

જેસંગે અને અજયે આ બાકોરામાંથી નીચે જોવા પ્રયાસ કર્યો ત્યા પગથીયાં દેખાયાં. બન્ને ' યા હોમ કરીને ' અંદર ઉતર્યા

આમ એક કલાક ચાલ્યા અગાઉની મુજબ પાછો છેડો આવી ગયો અહીં પણ કોઇ ચાંપ હોવી જોઇએ એમ ધારી અજય અને જેસંગ ભીત ઉપર હાથ ફેરવવા લાગ્યા.

પણ મ્હેનત નીષ્ફળ નીવડી. ચાંપનો પત્તો ન લાગ્યો છેવટે કંટાળીને પાછા જવાનો વીચાર કરતા હતા, તેવામાં અજયના પગ નીચે અકસ્માત એક ન્હાનો પત્થર દબાયો. તરતજ ભડાક દઇને સામેની ભીંતનું બારણું ઉઘડી ગયું બન્ને તેમાં દાખલ થયા.

તે ન્હાનકડી ગલી હતી. તેમાં થોડીવાર ચાલ્યા એટલે બ્હારથી પ્રકાશ આવવા લાગ્યો ગલીનો છેડો આવ્યો, અને સામે ન્હાનકડા મેદાનમાં એક ન્હાનો મ્હેલ દેખાયો.

તેઓ મ્હેલ પાસે ગયા. મ્હેલ આખો ય સોનાનો બનાવેલો હતો. તેની અજબ કારીગરી જોઇને અજય છક થઇ ગયો. સદ ભાગ્યે મ્હેલના દરવાજા સાવ ખુલ્લા હતા. ત્યાં એકપણ ચોકીદાર ન્હોતો દેખાતો.

તેઓ મ્હેલમાં દાખલ થયા બધુ ય નિસ્તબ્ધ હતું, ક્યાં ય અવાજનું નામ ન્હોતું અજય અને જેસંગ કાંઇ બોલ્યા વિના ચુપ ચુપ ફરવા લાગ્યા.

નીચે ત્રણ ઓરડા હતા તેમાં તેઓ ફરી આવ્યા ઓરડાના વૈભવની વાત ન થઇ શકે એક ઓરડા જેટલો વૈભવ આખી સૃષ્ટીના સમ્રાટ પાસે પણ નહી હોય

એક ઓરડામાં પુસ્તકનો ભંડાર ગોઠવેલો હતો તેના કબાટ હીરા માણેક રત્નજડીત સોનાના હતા. ત્રીજો ઓરડો સ્નાનગૃહનો હતો. સ્નાનગૃહમાં અસંખ્ય જાતના તેલ અત્તર અને સાબુઓનો ભંડાર હતો સુગંધીનો કંઇ પાર ન્હોતો.

હવે તેમણે ઉપર જવા નિશ્ચય કર્યો. ખૂબ મ્હેનત પછી તેમને દાદર મલ્યો. થોડીવારમાં તેઓ ઉપર પહોંચ્યા.

તેઓ જેમ જેમ ઉપર આવતા ગયા તેમ તેમ એક અજબ જાતની મીઠી સુગંધ આવવા લાગી. આવી મીઠી સુગંધ અજયે પોતાના બાદશાહી જીવનમાં ન્હોતી સુંઘી.

ઉપર એક વિશાળ ઓરડો હતો. તે શયનગૃહ હોય એમ લાગ્યું. ઓરડામાં પ્રવેશ કરતાં તો સુગંધનો પાર ન રહ્યો.

" આ કઇ જાતનું ફુલ હશે ? " અજયને આશ્ચર્ય થયું.

આ શયનગૃહનો શણગાર તો ઓર હતો. બે પલંગ પાથરેલા હતા. ચારે બાજુએ બહુજ કલાયુક્ત ચિત્રો કલાયુક્ત રીતે ટાંગેલાં હતાં તેની શોભાનાં વખાણ કરવાં કોઇ કવિની કલમ જોઇએ.

સામેના પલંગ પર અજયની એકદમ નજર ગઇ. બધી સુગંધ ત્યાંથી આવતી હતી.

એક સુન્દરી ત્યાં ઘસઘસાટ ઉંઘતી હતી. તેના શ્વાસથી આ સુગંધ બધે પથરાયેલ હતી.

સ્ત્રીની સુંદરતા અજબ હતી. કોકશાસ્ત્રમા પદ્મીની[1] કહેવાય છે તે જાતની આ સ્ત્રી હતી.

---

**भवती कमलनत्रा नाभिका क्षुद्ररंध्रा अविरल कुच युग्मा दीर्घकेशा [illegible]ांगा । [illegible] चरण [illegible]शिका गीत नृत्या नुरक्ता सकल तनु सुवेषा पद्मिनी पद्मगंधा**

ભાવાર્થ:—જે સ્ત્રીનાં નેત્રો કમલ સમાન હોય, જેનાં નાંકનાં

તેની ઉંમર અઢાર વરસથી વધારે ન્હોતી. સુન્દરતા કરતાં ય તેના મોઢા પરની પવિત્રતા વધારે આકર્ષક હતી. તેનું મુખ સ્વર્ગની પવિત્ર દેવીનો ખ્યાલ આપતું હતું. ગમે તેવો કામી અને લફંગો માણસ તેને દેખતાંજ પવિત્ર બની જાય, એવો તેનો દેખાવ હતો.

અજય તેને વધુ જોવા માટે તેના પલંગ પાસે ગયો, પણ તેજ ક્ષણે પાછો ફર્યો.

" પરસ્ત્રીને આવી સ્થિતિમાં જોવી એ ભીષણ પાપ છે. મને તેને જોવાની ઇચ્છા થઇ એજ મારા પતન નિશાની છે " તેણે મનમાં કહ્યું.

તેણે જેસંગને ઇસારો કર્યો. બન્ને ઓરડામાંથી બ્હાર નીકળી આવ્યા.

બ્હાર આવી ત્યાં પડેલી બે ખુરશી ઉપર તેઓ બેઠા. આ બધું શું છે, તે જાણવા માટે પેલી પવિત્ર સ્ત્રી સાથે વાત કરવી જોઇએ એમ અજયને લાગ્યું. આ બધું ય અદ્દભુત છે, અને બધી અદ્દભુત વાતોનો ભેદ તે બ્હેન પાસેથી મળી શકશે, એવી અજયની ધારણા હતી. તેથી તે બ્હેન ઉઠીને બ્હાર આવે ત્યાં સુધી તેની રાહ જોઇને ત્યાં બેસી રહેવાનો અજયે નિશ્ચય કર્યો.

અરધો કલાક સાવ શાંતિથી પસાર થયો. અંદર જરા અવાજ થવા લાગ્યો. કદાચ તે સુન્દરી ઉઠી હશે.

---

છીદ્રો સાંકડાં હોય, જેનાં સ્તનો ઉન્નત અને પુષ્ટ હોય, જેનો કેશ કલાપ જાડો અને લાંબો હોય, જેની ચાલ મૃદુ અને ધીમી હોય, જેને ગીત અને નાચ આવડતાં હોય, જેની આખી ય કાયા સુંદર, સફેદ અને મનોહર હોય, જેના શરીરમાંથી પદ્મીની સુગંધ આવતી હોય તેને પદ્મીની સમજવી.

અને હતું પણ તેમજ. સુન્દરી તરતજ બ્હાર નીકળી. અજય અને જેસંગને જોઇને ચમકી. મોઢા પરથી લોહી ઉડી ગયું સાવ ફીકકી પડી ગઇ.

" તમે કોણ છો ? " તે પવિત્ર સુન્દરીએ ચીસ પાડી.

" બ્હેન ! ગભરાવ મા ! અમે તમારો વાળ પણ વાંકો નહિ કરીએ." અજયે અશ્વાસન આપ્યું.

" પણ તમારે જીવ બચાવવો હોય તો કૃપા કરીને નાસી જાવ. તમે અહીં કેવી રીતે આવી શકયા, એ હું નથી સમજી શકતી. આ ઘરનો માલેક હમણાંજ અહીં આવી પહોંચશે. અને તમને ચોકકસ મારી નાખશે." સુન્દરીનો ડર ચાલ્યો ગયો. તે અજયની સામે પડેલ ખુરશી ઉપર બેઠી.

" તમે ગભરાવ મા ! હું ક્ષત્રિય છું. જીવ બચાવવા ખાતર નાસવાને બદલે, મોતને હું વધુ વ્હાલથી ભેટી શકું છું. પણ આ ઘરનો માલેક કોણ છે તે કહેશો ? અને અહીં તમારા સિવાય કોઇ માણસ કેમ નથી દેખાતું, એ જણાવશો ? "

" મને આપની નિડરતા માટે માન ઉપજે. પણ કોઇ જાતના લાભ વિના જીવના સોદા શા માટે કરવા ? અને આ ઘરનો માલેક અસાધારણ શકિતવાળો છે. તે મનુષ્ય નથી. પણ તમે અહિં આવ્યા કેવી રીતે ? "

" મણીની મદદથી.' અજયે જવાબ આપ્યો.

" મણીની મદદથી " ? સુન્દરી ચમકી. " તમારી પાસે મણી કયાંથી આવ્યો ? " ત્યારે તમે મને નહિ બચાવી શકો ! મણી ચોરી લઇને નાસવા માટે મેં કેટલા પ્રયાસ કરેલા ? પણ તમારા હાથમાં તે કયાંથી આવ્યો ? " સુંદરી ઉશ્કેરાઇ ગઇ હતી.

" જરા ધીરજ ધરો. અમે વાવમાંથી નાગને મણી સાથે નિકળતો જોયો. તેને અમે મારી નાંખ્યો, અને મણીની મદદથી અમે અહિં આવ્યા. હવે તમે તમારી અમને આ ઘરના માલેકની વાત કહેશો ? "

" પ્રભુ તમારૂં કલ્યાણ કરો ! " સુન્દરીની આંખમાં હર્ષનાં આંસુ ઉભરાઇ આવ્યાં. તે અજયને પગે પડી. અને તે પગને બે હાથે ઝાલીને ચુમવા લાગી. આંખમાંથી આંસુની ધાર વરસતી હતી.

અજયે પોતાનો પગ ધીમે ધીમે છોડાવ્યો. સ્વર્ગની દેવી જેવી પવિત્ર સ્ત્રી પોતા જેવા પામર માણસના પગ ચુમે એ જોઇ અજયને ખૂબ શરમ થઇ.

પણ તે ખૂબ હર્ષમાં બેભાન થઇ ગઇ હતી. જેસંગ દોડીને શયનગૃહમાંથી ગુલાબજળનો એક શીશો લાવ્યો, અને બેશુદ્ધ સુન્દરીના મોઢા ઉપર તેમાંથી થોડું ગુલાબ જળ છાંટયું.

# પ્રકરણ ૪૫.

## ઉષાની આત્મકથા.

થોડીવારે સુંદરી ભાનમાં આવી. ચારે બાજુએ દ્રષ્ટી ફેરવી. બધુ યાદ આવ્યું અજયને પંખો નાખતા જોઇને શરમાઇ. એકદમ ઉભી થઇ, અને ખુરશી ઉપર બેસી ગઇ.

" અવીવેક માટે ક્ષમા આપજો. ખુબ આનંદ થવાથી હું બેભાન થઇ ગએલ. આપે લીધેલ મ્હેનત માટે હુ આપની ઋણીછું "

" તમને કાંઇ વાંધો ન હોય તો તમારી કથની કહો. "

" ભલે મને કોઇ જાતનો વાંધો નથી, રત્નપુરના મહારાજની હુ એકની એક પુત્રી. મારૂં નામ ઉષા. માબાપે મને ખુબ લાડથી ઉછેરી, મને ખુબ કેળવણી આપી. દુનીયાની ઘણી ખરી ભાષા જાણી શકું તે માટે જુદા જુદા વિદ્વાન શિક્ષકો રાકીને મને ઘણી ખરી ભાષાનું જ્ઞાન અપાવ્યું.

મારી પંદર વરસની ઉમર થતાં મારી કીર્તી બધે ફેલાઇ દેશ દેશના રાજાઓએ મારે માટે માંગાં મોકલ્યાં. મારા બાપે બધાને ના સુણાવી.

તે તો સુધરેલા વિચારના હતા. હુ જેને પસંદ કરૂં તેની સાથે મારા લગ્ન કરવાની તેમની ઉમેદ હતી.

એક દીવસ મારી એક સહીયરે વિલાસપુરના યુવાન રાજા અજયસીંહની છબી બતાવી. તેના તેણે ખુબ વખાણ કર્યાં તેની બહાદુરી, તેની સત્યનીષ્ઠા તેની નીડરતા, તેનુ ચારીત્રય અને તેના જ્ઞાનની વાતો સાંભળીને હુ મુગ્ધ બની ગઇ. છબી તેની પંદર વર્ષની ઉમરે લેવાયેલ હતી તે છબી જોઇને હુ ચકીત થઇ આવો પાણીદાર યુવાન મેં મારી જીંદગીમાં ન્હોતો જોયો.

પરણું તો તેનેજ પરણું. એમ મને લાગી આવ્યું. મારી માતા મારફત અજય તરફનો મારો પ્રેમ મેં પિતાશ્રીને જણાવ્યો. મારા પિતાએ તેમાં સંમતિ આપી. તેને ગોળને નાળીએર આપી, અજયસિંહને ત્યાં મોકલ્યો.

પણ ગોર તો નિષ્ફળ થઇને પાછો આવ્યો. અજયે દિલગીરી સાથે ના સુણાવી. " મારો હમણાં લગ્ન કરવાનો વિચારજ નથી. માટે માફ કરશો. એમ કહેવડાવ્યું. "

આટલું બોલી ઉષાએ અજય સામે બરાબર જોયું. અજય શરમાઇ ગયો. એક મીનીટ સુધી તે અજય સામે જોઇ રહી. તરતજ તે ચમકી. તેનાથી ચીસ પડાઇ ગઇ. " તમે પોતે અજય તો નહિ ને ! "

# પ્રકરણ ૪૬.

## "મારા અવીવેક માટે ક્ષમા કરો."

અજય આમ ઓળખાઇ જવાથી જરા ગભરાયો જરા શર માયો, એક ક્ષણ નીચું જોઇ રહ્યો, અને બોલ્યોઃ- " હા ! તે હું પોતેજ મારા અવીવેક માટે ક્ષમા આપો. મેં તમારાં વખાણ સાંભળેલાં પણ તે મેં જુઠાં માનેલાં. તમારા જેવા મહાન પવીત્ર આત્માનો હાથ પાછો ઠેલવા માટે મને આજ ખુબ લાગી આવે છે. આપનો મારા માટે વીચાર ફર્યો ન હોય તો–"

" ત્યારે તમે મને તમારી કરશો ? ' અજયનું વાકય અધુરૂ રાખીને ઉષાએ આશા આનંદ, ઉલ્લાસ અને શરમથી નીચુ મોઢું કરીને પુછ્યું.

" તમે મને જો તમારે લાયક માનતા હો તો હું સદભાગી.

" બહુ વીવેકની જરૂર નથી મને સ્વિકારવા તમે તૈયાર થયા. છો, એ જાણી મારૂ રોમેરોમ આનંદીત થયું છે. " આમ કહી તે અજય પાસે ગઇ.

પવિત્ર પ્રેમ બંનેના મુખ પર ઝળકી રહ્યો હતો. વિષય-વાંસનાનો એક છાંટો ય ન હતો.

અજય આજસુધી પોતાને ઓળખી શકે એવા પવીત્ર આભારીની શોધમાં હતો આજ તેની વાંચ્છના પરીપુર્ણ થઇ.

" તમારી કથની આગળ લંબાવોને ? " અજયે વીનતી કરી

" પ્રેમમાં તમે વિવેકને સ્થાન આપો છો ? મને ' તમે ' કહેશો તો હુ માનીશ કે તમારા મારા પરના પ્રેમના સ્હેજ ઉણુપ છે'

" તો હુ સુધારી બોલું તારી કથની આગળ ચલાવ ! હવે તને ગમશે ને ? પણ ત્યારે તું મને ' તમે ' કહીને શા માટે બોલાવે છે ? તારા પ્રેમમાં કાંઇ ઉણુપ છે. ? "

" ના પણ સ્ત્રીએ પોતાના પતિને માનાર્થે બોલાવવો જોઇએ એવી રૂઢી પડી ગઇ છે. "

" શુદ્ધ પ્રેમમાં રૂઢીને સ્થાન નથી. ",

" તો ભલે હુ પણ તું કહીને બોલાવીશ જો કે તેમ કરતાં મુશ્કેલી તો પડવાનીજ. "

" ભલે મુશ્કેલી પડે પણ તારી વાત તો આગળ ચલાવ !

" મેં વાત કયાંથી પડતી મુકી ! હં યાદ આવ્યું પેલા હરામખોર અજયે " સુંદરીએ હસતાં હસતાં કહ્યું.

" ખબરદાર ! તારા પ્રેમીને હરામખોર કહી અપમાને છે ? " અજયે હસતાં હસતાં તેને અટકાવી.

" જે થાય તે કરી લેજે હું તો મને ઠીક પડશે તેમ બોલીશ. પેલા હરામખોર અજયે તો ના સંભળાવી દીધી. મારા પિતા આમ અપમાન થવાથી ગુસ્સે થયા. હું પણ છાનીમાની ખુબ રડી. લુચ્ચા અજયને મારા મનમાં ખૂબ ગાળો આપી, વિનંતિઓ, કરી અને રડતાં રડતાં ઉંઘી ગઇ.

# પ્રકરણ ૪૭.

## ઉષાની આત્મકથા (ચાલુ)

બપોરે બાર વાગ્યે—એટલે કે સુતા પછી બે કલાકે જરા અવાજ થવાથી હું જાગી ગઇ, બારીમાંથી એક નાગ મારા ઓરડામાં દાખલ થયો. તે દીવસે ગામમાં મેળો હોવાથી મારા માબાપ ત્યાં ગયાં હતાં હું ઉંઘી ગયેલ હોવાથી અને શોકમાં હોવાથી મને તેમણે ન ઉઠાડી.

નાગને જોતાંજ હું ગભરાઇ. આવો ભયાનક નાગ મેં મારા જીવનમાં ન્હોતો જોયો, હું ચીસ પાડવા જતી હતી, તેવામાં નાગ અદ્રશ્ય થયો, અને એક રૂપાળો પુરૂષ મારી નજર સામે ઉભો રહ્યો.

હું વધારે ગભરાઇ. મને ચુપ રહેવા નિશાની કરી, ક્રોધમાં આંખો લાલ કરી. હું બ્હી ગઇ. કાંઇ ન બોલી શકી.

તેણે મને તરતજ ઉપાડી લીધી અને એક છુપા દરવાજેથી ચાલતો થયો. મેં એક ચીસ પાડી. તેણે પોતાનું એક કપડું ફાડીને મારા મોઢામાં ડુચો માર્યો. હવે ચીસ પાડવાની મારામાં શકિત ન રહી.

તે મને ઘોર અરણ્યમાં લઇ આવ્યો ખાવા માટે થોડાં ફળ આણી આપ્યાં મારા તરફનો પોતાનો પ્રેમ તેણે બતાવ્યો. તેણે કહ્યું કે 'હું નાગ દેવ છું પ્હેલાં ઇંદ્રના દરબારમાં તેનો માનીતો દેવ હતો એકવાર તે મારી ઉપર કોપ્યા. તેણે મને નાગ બની જવાનો શાપ આપ્યો, મેં આજીજીઓ કરી એટલે તેણે કહ્યું કે દિવસે પુરૂષ બનવું કે નાગ બનવું એ તારા હાથમાં રહેશે. પણ રાતે તો તું

ફરજીયાત નાગ બની જવાનો. એક દિવસે એક ક્ષત્રિય વીર, ને હાથે તારૂં મોત થતાં તારો ઉદ્ધાર થશે !'

'હવે' તે નાગે મને કહેવા માંડયું, થોડા દિવસ પ્હેલાં મેં તને જોઇ. હું તારા પર મોહિત થયો. તું જે માગે છે એ તને આપીશ તું મારી થા."

મેં તો તેને ચોકખી ના સંભળાવી. મારૂં હૃદય તો લુચ્ચા અજયને અપાઇ ગયું હતું. તે મને આ વાવ નીચે લાવ્યો. આ મ્હેલ બતાવી, મને લલચાવવા પ્રયાસ કર્યો, પણ હું ન લલચાઇ.

તે કોઈ પ્રેમનો ભૂખ્યો ન્હોતો. મારા માંસનો ભૂખ્યો હતો. મારા મોહક દેહનો ભુખ્યો હતો. તે તો તે દિવસેજ મારી ઉપર બળાત્કાર કરવા તૈયાર થયો. મેં વખત વિચારીને એક યુકિત અજમાવી.

"મને જો તમે તમારીજ કરવાનો નિશ્ચય કર્યો હોય તો મારો કાંઇ ઉપાય નથી. પણ મારી એક પ્રતિજ્ઞા છે. સોળ વરસ સુધી મારે બ્રહ્મચર્ય પાળવાનું છે. દસ મહિના પછી મને સોળ વરસ પુરાં થશે. તે દિવશે હું તમારી થઇશ."

મને ખુશ કરવા માટે દસ મહિના રાહ જોવાનું તેણે કબુલ કર્યું, અને હું પવિત્ર રહી ગઇ, મને રાજી રાખવા માટે તે હમેશાં પ્રયાસ કરતો. મારે માટે દુનિયાની દરેક ભાષાના પુસ્તકોનું પુસ્તકાલય પણ વસાવ્યું.

તે દિવસે પુરૂષ તરીકે રહેતો. રાતે નાગ બની જતો, એટલે પોતાનો મણી લઇને બ્હાર ચારો કરવા જવા નિકળી પડતો.

આ મણીને લઇને મેં નાસી જવા ઘણોય પ્રયાસ કર્યો. પણ તે પ્રયાસ નિષ્ફળ નિવડયો.

છેવટે આ લુચ્ચા અજયે મારો ઉદ્ધાર કર્યો છે. નાગને મારીને તેનો પણ ઉદ્ધાર કર્યો.

# પ્રકરણ ૪૮.

## ઉષાને ઘેર આનંદ.

પણ તમે આ મણી કેવી રીતે લીધો અહિં શા માટે આવ્યા કેવી રીતે આવ્યા તે સવિસ્તાર નહિ જણાવો ! ઉષાએ પુછ્યું.

અજયે બધી વાત વિસ્તારથી જણાવી જાદુઇ માછલીની પણ વાત કહી અને આ ભેદની શોધમાં હું આવ્યો છું એમ જણાવ્યુ.

“ મને લાગે છે કે તે હરામખોર સુન્દરીનો પત્તો અહીં લાગવાનો તમે કહી તેવાજ દેખાવવાળી બહુંજ વિષય લોલુપ અને હરામખોર જણાતી સ્ત્રી નાગ પાસે પોતાના એક પ્રેમી માટે દવા લેવા ત્રણ ચાર વાર આવેલી નાગ પાસે કેટલીક અકસીર દવાઓ હતી. કુમારજો તે લેવા આવતી તેથી તેનો પત્તો કદાચ આટ-લામાંજ લાગી જાય ” ઉષા બોલી.

“ પણ હવે તે કામ કર્યા પહેલાં મારે એક બીજું કામ કરવાનું છે. આ જેસંગ મારો વિશ્વાસુ માણસ છે. તેની સાથે હું તને તારા બાપને ત્યાં મોકલી આપું. તારા માબાપ તારી ખુબ ચિંતા કરતા હશે તારા માબાપની સંમતિથી આપણા લગ્ન કરીશું.

“ તારી વાત યોગ્ય છે વહાલા ! પણ મારી એક વિનંતી છે. તું પોતેજ મારા બાપને ત્યાં મને મુકવા ન આવી શકે ' બે દિવસ પુછી તું તારૂં કામ કરી શકે છે. ફકત બે દિવસનોજ રસ્તો છે ” ઉષાએ વિનંતી કરી.

“ પણ મારી પ્રતિજ્ઞા છે કે આ ભેદ જાણ્યા પહેલાં કોઇ શહેરમાં દાખલ ન થવું ”

" તું ગામને પાદર ઉભો રહેજે ને ? તારો માણુસ મને મહેલમાં લઈ જશે, "

છેવટે તેમજ નક્કી થયું. ત્રણે જણુ વાવમાંથી બહાર નીકળ્યા. વાવથી કેટલેક દુર અજયે અને જેસંગે પોતાના ઘોડા બાંધેલા જેસંગ તે ઘોડા છોડી આવ્યો. એક ઘોડા ઉપર ઉષા અને અજય બેઠાં બીજા પર જેસંગ બેઠો. ઘોડા પુરપાટથી દોડાવી મુકયા.

બીજે દિવસે રત્નપુરને પાદર આવી પહોંચ્યા અજય અને ઉષાને છુટા પડવાનો સમય આવ્યો. બંને ઘોડા પરથી ઉતર્યા બંનેની આંખમાં આંસુ ભરાઇ આવ્યા.

વ્હાલા ! અજય ! મને ભુલી તો નહિ જાવ ને ? " ઉષાએ રડતાં રડતાં પુછ્યું.

" ગાંડી ! હું તને ભુલી જઈશ ! મારા આત્માને મારા પ્રાણુને, મારી આંખોના નુરને ભુલી જઇશ ? " અજયની આંખમાંથી પણુ એક આંસુ પડયું.

" ત્યારે તમે પાછા ક્યારે આવશો ?"

" એ તો કાંઇ નક્કી નહિ પણુ હું આ જીવમાં તો નથી જ ભૂલવાનો એ ચોક્કસ માનજે. મારા પર વિશ્વાસ રાખજે મારા દેહમાં. પ્રાણુ હશે ત્યાં સુધી તો હું તારી પાસે પ્હેલી તકેજ આવી પહોંચીશ."

બન્ને છુટા પડયાં જેસંગની આંખમાં પણુ આંસુ આવ્યાં જેસંગ અને ઉષા જુદે જુદે ઘોડે બેસીને શહેરમાં ગયાં, અને રાજમહેલમાં આવી પહોંચ્યાં.

રાજારાણીને પુત્રિને સલામત પાછી આવેલી જોઇ, ખુબ આનંદ થયો જેસંગે તેમને બધી વાત સમજાવી. અજય ઉષાને પરણુવા તૈયાર થયો છે, તે ખબર સાંભળી આનંદની અવધી આવી.

રાજા અજયને મળવા પાદરમાં આવ્યો. તેનામાં ખોટો ઘમંડ ન્હોતો આવી જગ્યાએ બીજો કોઇ હોત તો અજય તરફ તિરસ્કાર બતાવત. એક વખત અજયે ના પાડી તેનો દંગ તે ન ભૂલત. આ તો ખુલ્લા દીલનો માણુસ હતો. તેણે અજયનો ખૂબ સત્કાર કર્યો. શહેરમાં આવવા આગ્રહ કર્યો પણ અજયે પોતાની પ્રતિજ્ઞાને ખાતર આવવા ના પાડી પોતાનું કામ પતાવીને પ્હેલીજ તકે ત્યાં આવવાનું વચન આપ્યું.

ઉષાના માબાપ નવા જમાનાનાં માણુસો હતાં. જુના જમાનાના માણુસો હોત તો એક વરસ થયા ખોવાયલી છોકરીને ઘરમાં ન પેસવા દેત. તેને કલંકિત માનત અને ધુતકારીને કાઢી મુકત. પણ તે સમજુ હતાં પુત્રિના પવિત્ર આત્માને બરાબર પીછાનતાં હતાં. તેમને ખાત્રી હતી કે સૂર્ય ભલે પશ્ચિમમાં ઉગે, પણ પુત્રિ કલંકીત નહિ થાય. આપણાં દરેક માબાપને પોતાના સંતાનો—અને ખાસ કરીને પવિત્ર પુત્રિઓ માટે આવો વિશ્વાસ હોય તો કેવું સારૂં ? પુત્રીના પવિત્ર મોઢા પર તેમણે પવિત્ર નૂર જોયું આવું નૂર અપવિત્ર માણુસના મોઢાપર ન જ હોઇ શકે.

આજ તેમને ત્યાં સોનાનો સૂરજ ઉગ્યો. પ્રાણુથી પણ વ્હાલી પુત્રી એક વરસના વિયોગ પછી મળતાં તેમનાં હૃદય આનંદથી ફાટું ફાટું થઈ રહ્યાં.

ગામમાં મોટો ઉત્સવ ઉજવવામાં આવ્યો. ગરીબોને અને અપંગોને દાન અપાયાં. આખી પ્રજા હર્ષમાં આવી ગઇ.

ઉષાએ પોતાના માબાપને એક વરસમાં પોતા પર વિતેલા વિતકોની વાતો કહી. વાત કરતાં કરતાં ઉષાના માતા અને પિતાની આંખોમાં આંસુ ભરાઇ આવતાં.

# પ્રકરણ ૪૯.

## જંગી કિલ્લો.

અજય અને જેસંગ ઉપડયા. અજયે જેસંગને ઘેર જવા સૂચના કરી. પણ જેસંગે અજયને આમ એકલા છોડીને ચાલ્યા જવાની ચોકખી ના સંભળાવી.

તેઓ પાછા વાવ પાસે આવ્યા. હવે તો તેઓ રસ્તાથી ટેવાઇ ગયા હોવાથી સ્હેલાઇથી અંદર ઉતરી શકયા.

મ્હેલમાં ગયા. મ્હેલ ખાલી હતો. કોઇ ત્યાં આવ્યું હોય એમ લાગતું ન્હોતું. એક ઓરડામાંથી તેમને ત્રણ ચાર મજબુત તાળાં મળી આવ્યાં. તેમને તે તાળાં મ્હેલના દરવાજા બંધ કરી તેમાં વાસ્યાં. અને પેલી અદ્ભુત રૂપસુંદરીની શોધમાં ચાલ્યા.

ચાલતાં ચાલતાં તેમણે બે ગાઉનો પંથ કાપ્યો. પણ હજુ કોઇ મકાન કે કોઇનું રહેઠાણ દેખાતું ન્હોતું છતાં તેઓ હિંમતમાં ને હિંમતમાં ચાલવાજ મંડયા.

તેવામાં જેસંગે અજયનો હાથ પકડીને તેનું ધ્યાન ખેંચ્યું. "બાપુ ! પેઍએલું શું દેખાય છે ?"

અજયે આંખો ઝીણી કરીને જોયું. જરા દૂર કોઇ મોટી ઇમારત હોય એમ જણાયું. અજયના મોઢા ઉપર હર્ષની નિશાનીઓ દેખાઇ. પોતાની મ્હેનત સાવ નિષ્ફળ તો નથી ગઇ એમ તેને લાગ્યું.

પા કલાકમાં તેઓ તે ઇમારત પાસે આવી પહોંચ્યા. પાસે જતાં માલુમ પડયું કે તે તો મોટો કિલ્લો હતો. કાળમીંઢ પત્થરથી

બાંધેલો હતો. કામ બહુજ નકશીદાર હતું. કિલ્લો ભવ્ય અને સુંદર લાગતો હતો.

"કદાચ આપણા ભેદનો પત્તો અહીં મળી જાય, તો નવાઇ નહિ. નહિ તો વાવ નીચે આ પાતાળમાં આવો સુશોભિત કિલ્લો શા માટે હોય ?" અજયને વિચાર આવ્યો.

"બાપુ ! હુ ધારૂં છું કે આપણે જાણવા ધારેલ ભેદનો ઉકેલ કદાચ અહિં મળી શકે." જેસંગે અજયના વિચારને ટેકો આપ્યો.

તેમણે કિલ્લાનું બારીકીથી નિરિક્ષણ કર્યું. આવો અદ્‌ભુત નકશીદાર કિલ્લો આખી દુનિયામાં નહિ હોય એમ લાગ્યું.

"પણ આવી અદ્દભુત ચીજો પ્રભુએ લોકો ન જોઇ શકે એવે સ્થાને શા માટે આપી હશે ?" જેસંગે પુછયું.

"પ્રભુએ નથી આપી. પણ પ્રભુની શકિતને નકારવા ઇચ્છતા હરામખોરોના આ કારસ્થાન છે. પ્રભુ કાંઇ ગાંડો નથી. અને આવા હરામી માણસો ભલે પોતા માટે ઘમંડ રાખે. પ્રભુ તેમનો ચોક્કસ નાશ કરાવે છે. પેલા ઘમંડી નાગનો નાશ પ્રભુએ આપણી પાસે કરાવ્યો કદાચ અહિં પણ પ્રભુના કોઇ દુશ્મનનો વાસ હોય ! અને તેનો નાશ કરવાનું કદાચ આપણા ભાગ્યમાં લખાયું પણ હોય" અજયે જવાબ આપ્યો.

"ત્યારે આપણે આ કિલ્લામાં દાખલ થઇશું ને ? તેના દરવાજા ઉઘાડા પડયા છે. વાવ નીચેની આ દુનિયામાં દરવાજા બંધ કરવાનો નિયમ હોય એમ લાગતુ નથી. નાગના મ્હેલના દરવાજા ઉઘાડાજ હતા ને ?"

"હા. છતાં પણ આપણે તપાસ કરીએ કે અહિં કોઇ ચોકી-દાર કે બીજું કોઇ માણસ છે કે નહિ?" અજયે જવાબ આપ્યો. અને દરવાજો સાવ ઉઘાડો હોવા છતાં જોરથી સાંકળ ખખડાવવા મંડયો. અને બુમો પાડવા મંડયો પણ કોઇએ જવાબ ન આપ્યો.

અજયે જેસંગના હાથમાં તલવાર આપી. પોતાના હાથમાં પિ-સ્તોલ તૈયાર રાખી. બંને સાવચેતીથી ધીમે પગલે અંદર દાખલ થયા.

તેઓ કિલ્લાની પરશાળમાં ફર્યા. ત્યાં કોઇ દેખાયું નહિં. પછી તેઓ ભવ્ય દીવાનખાનામાં ગયાં. તે જગ્યા બહુજ સરસ હતી. ત્યાં તરેહ તરેહના વિવિધ રંગથી રંગેલા ઉન તથા સુતરથી ભરેલા ગા-લીચાઓ પાથર્યા હતા. સુંદર ખુરશીઓ હતી. બારીઓમાં અજબ ભરત ગુંથણવાળા મોહક પડદાઓ ટાંગેલા હતા. બે ત્રણ સરસ પલંગો ગોઠવેલા હતા.

ત્યાંથી આગળ ચાલતા ભવ્ય ઓરડામાં દાખલ થયા.

આ ઓરડાની બરાબર મધ્યમાં એક સુંદર પાણીનો હોજ હતો. તેના પર મોહક ઝાડની લતાઓ લટકાવેલી હતી હોજને ચારેય ખુણે ચાર મોટા સોનાના સિંહ હતા. તેમના મોઢામાંથી પાણી હોજમાં પડતું હતું હોજનાં મધ્ય ભાગમાં નકશીદાર ફુવારાની નળીયો હતી. તેમાંથી પણ પાણી કલાયુક્ત રીતે પડતું હતું.

હવે તેઓ એક સુંદર બગીચામાં દાખલ થયા. બાગમાં દુનિયા ના જુદી જુદી જાતના ફુલ અને છોડ મોહક સોના રૂપાના કુંડાઓ માં ગોઠવેલા હતા. આ અજય ફુલોની મીઠી સુગન્ધ ચારે બાજુયે પ્રસરી રહી હતી આ મીઠી સુગંધમાં મુંગ્ધ બની રાજા અને જેસંગ એક ભીંતને અડેલીને બેઠા.

થોડીવારમાં તેઓએ એક દુઃખી માણસના શબ્દો સાંભળ્યા. શબ્દો પાસેના ઓરડામાંથી આવતા હતા. અજય એકાએક શબ્દ સાંભળી શકતો હતો. તે શબ્દો આ રહ્યા:—

" પ્રભુ ! પ્રભુ ! હવે આ દુઃખ નથી સહન થતું. કૃપા કરીને મારી જીવનદોરી હવે ખેંચી લે. આવાં દુઃખો કરતાં રૌરવ નરક હું વધુ પસંદ કરૂં છું. પ્રભુ ! તું દયાનો સાગર કહેવાય છે. મારી ઉપર આટલી દયા પણ નહિ કરે ? "

અજય અને જેસંગ ચમક્યા. જે બાજુએ અવાજ આવતો હતો તે બાજુએ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાંએક મોટા ઓરડામાં તેઓ દાખલ થયા. તેમાં દાખલ થતાં જણાયું કે સામેજ એક સિં-હાસન ઉપર એક યુવાન બેઠો હતો. તેણે કિમતી જવાહીર અને કપડાં પહેર્યાં હતાં. પરંતુ તેના મોઢા પર દુખનું વાદળ હતું. આનંદની એક પણ નિશાની નથી.

અજય અને જેસંગ તેની પાસે ગયા. તેને વિનયથી સલામ ભરી. પેલા યુવાને પણ સામી સલામ ભરી અને દીલગીર થઇને બોલ્યો.

" પધારો ! મારે ઉભા થઇને આપનો સત્કાર કરવો જોઇએ. તેમ ન કરતો હોવાથી મને અવિવેક ન ગણતા. એક ભયાનક દુઃખોને લીધે હું ઉભો થઇ શકતો નથી, માટે હું આપની માફી માગું છું. "



# પ્રકરણ ૫૦.



## પત્થરનો પાદશાહ.

" મહારાજા સાહેબ ! આપણા વીવેક માટે અમે આપના આભારી છીએ. અમે આપના દુખદાયક શબ્દો સાંભળીને અહીં આવ્યા છીએ. આપ કયા ભયાનક દુઃખમાં છો તે જણાવી ... । અમે તમને વચન આપીએ છીએ કે તમારૂં દુઃખ અમે જીવને જોખમે પણ ટાળીશું. હું વીલાસપુરનો રાજા છું આ મારો મીત્ર છે કૃપા કરીને આપના દુખની કહાણી કહો અમે તે સાંભળવા ઉત્સુક બન્યા છીએ.

પ્રભુની લીલા વીચીત્ર છે. તે કૃપાનો સાગર છે. ક્રોધનો દાવાનળ છે તે રાયને રંક બનાવે છે. રંકને રાય બનાવે છે એક દીવસ તેણે મને સુખની ટોચ ઉપર મુકી દીધો. આજ મને દુખની ખીણમાં ફેંકી દીધો છે પ્રભુ ! પ્રભુ ! આ દુખ હવે નથી સહ્યું જાતું ". તે રડવા માંડયો.

" આપ આમ રડો મા ! આમ રડવાથી તે દુખ ઓછું થવાનું છે ? અમને તમારી વાત કરો, આપને એટલું બધું શું દુખ છે તે જણાવો. દુખની વાત બીજાને કહેવાથી દુખી માણસનુ દુખ હલકુ પડે છે એ આપ નથી જાણતા ? અને અહીંથી કેટલેક દુર પેલુ તળાવ તેની જાદુઈ રંગીન માછલીઓ જાદુઇ રૂપસુન્દરી સાથે તમારી વાતને કાંઈ સંબંધ છે કે નહી તે પણ જણાવો,

" ભાઇ ! મારૂ દુઃખ દુનીઆમાં કોઇથી કાપ્યું જાય તેમ નથી. આ દુઃખ માટે મેં લોહીના આંસુ વરસાવ્યા છે. હવે તો મારી

આંખમાંથી આંસુબ નથી પડતાં મારા જેવું દુઃખ આખી દુનીયામાં કોઇને નહી હોય—લ્યો જુઓ !' આમ કહી તેણે પોતાનો અંગરખો ઉંચો કરી પોતાનું શરીર અજયને બતાવ્યું. શરીરનો કમ્મરથી ઉપરનો ભાગ માણુસ જેવો હતો. કમરની નીચેનો ભાગ કાળમીંઢ પત્થરનો બનેલો હતો.

આ દ્રશ્ય જોઇને રાજા ચમકયો. તેને આશ્ચર્ય સાથે ખુબ દીલગીરી થઇ.

" મહારાજ ! આપનું દુઃખ જોઇને મને ખરેખર કમકમાટી થાય છે. પ્રભુ આવુ દુખ આપના વેરીને પણ ન આપજે. પણ આપને આ દુખ કેવી રીતે પડયું તે કૃપા કરીને જણાવો. તે જાણવા માટે હવે અમે ખુબ આતુર બન્યા છીએ. "

આપની દીલશોજી માટે હું આપનો ખુબ આભારી છું. તમારી ઇચ્છા હોય તો મારી આત્મકથા કહેવામાં મને કાંઇ વાંધો નથી. આ કથા સાંભળીને તમારી અજાયબીઓનો પાર નહી રહે. દુનીયાએ આજ સુધીમાં સ્વપ્ને પણ ન ધારેલી આ કથની છે. લ્યો ! નીચે બેસો અને એક ચીત્તે સાંભળો.

# પ્રકરણ ૫૧.

## અમારાં લગ્ન.

ભાઇ ! મારૂં નામ જયમલ્લ. મારા બાપનું નામ વીરસિંહ. મારા બાપ શ્યાયદ્વિપના રાજા હતા. અહિંથી કેટલેક દુર તમે એક તળાવ અને તેની ચારે બાજુએ ચાર ટેકરી છે. એ તો તમે

જોયેલ છે. તે ચાર ટેકરીની જગ્યાએ ચાર ગંજાવર ટાપુ હતા. અત્યારે તળાવ છે તે મારી રાજનગરી હતી. તેમાં માછલાં છે. એ અમારી રૈયત હતી. ત્યાં મારા બાપ રાજ કરતા.

મને સત્તર વરસનો મુકીને મારા બાપ ગુજરી ગયા. રાજની લગામ મારા હાથમાં આવી. મારા બાપે મને પોતાના હાથ નીચે કેળવેલો હોવાથી, મને રાજ કારભારની બધી માહિતી હતી. અને તેથી પ્રજામાં હું ખૂબ લોકપ્રીય થઇ પડયો.

એક દિવસ એક રજપુત મારી પાસે ખાનગીમાં આવ્યો. તે સાઠ વરસની ઉંમરનો હતો. માંડમાંડ ચાલી શકતો હતો.

"બાપુ! હું આપની રૈયત છું. પાસેના ગામમાં રહું છું. હવે હું વૃદ્ધ થયો છું. હવે તો કાશીએ જઇને મારૂં જીવન કાશીપતિત સેવામાં વિતાવવા ધારૂં છું. પરંતુ સોળ વરસની ઉમરની મારી એકની એક પુત્રી છે. તેને પરણાવીને જાઉં એવી મારી ઇચ્છા છે."

"તો ભલે! આપને લગ્ન જેટલું ખરચ આપીશ. તમારી દિકરીને કોઇ સુપાત્ર શોધીને પરણાવી દો." મેં જવાબ આપ્યો.

"હું તો એક બીજી જ યાચના કરવા આવ્યો છું. તમે હજુ સુધી કુવારા છો. તો મારી પુત્રીને સ્વીકારીને મારૂં જીવન ધન્ય કરો. મારી પુત્રી રૂપ રૂપનો અવતાર છે. પિતાએ પુત્રીના રૂપનાં વખાણ કરવાં ઠીક નજ કહેવાય. તમે તેને એકવાર જુઓ. તમે ચોક્કસ તેની સાથે લગ્ન કરવા સંમતિ આપશો."

"ભલે! આપની પુત્રીને આપ કહો ત્યારે જોવા આવું." મેં કહ્યું.

"જો કાંઈ વાંધો ન હોય તો અત્યારેજ ચાલો ને!" તેણે વિનતી કરી.

"હું તેની સાથે તે વખતેજ ધર્મશાળામાં ગયો. તેની જુદી ઓરડીમાં બેઠો.

"રતી બ્હેન ! દિકરા ! પાણી લાવ જોઇએ ! આપણા ધણીએ આજ આપણી ઓરડી પાવન કરી છે." ડોસાએ બુમ પાડી.

તરતજ નૂપૂરનો ઝણુકાર સંભળાયો. એક અતુલ રૂપવતી સુન્દરી પાણીનો કળશો ભરીને આવી. તેનું રૂપ જોઇને હું દિવાનો થઇ ગયો. સારામાં સારો કવિ પણ તેના રૂપનું વર્ણન ન કરી શકે. મેં ડોસાને હા પાડી.

ખુબ ધામધુમથી અમારાં લગ્ન થયાં. પ્રજાનાં હૃદય પણ આનંદથી ડોલવા લાગ્યાં. અને મારા આનંદનો તો પાર ન્હોતો રહ્યો. આવી ત્રિભુવન સુન્દરીને હું પરણી શકીશ એવો મને સ્વપ્નેય ખ્યાલ ન્હોતો. રતી સુન્દરી ખરેખર રતીનો અવતાર હતી.

લગ્ન થઇ રહ્યાં. અમારા મેળાપની પ્હેલી રાત આવી પહોંચી. મારા હૃદયમાં આનંદનો સાગર ડોલવા લાગ્યો.

## પ્રકરણ ૫૨.

### લગ્ન પછી પ્હેલી રાત.

તે દિવસે મેં તેને ત્યાં મોકલેલ ખાસ શણગાર અને કપડાં પ્હેરીને તે આવી. અત્તર અને સેન્ટનો તેણે ખૂબ ઉપયોગ કર્યો હતો. અત્તર અને ગુલાબજળથી નાહવાની મેં સુચના મોકલી હતી. અને તેને માટે હજારો રૂપીયાનું અત્તર અને ગુલાબજળ મોકલ્યું હતું. મારા શયનગૃહમાં તે દાખલ થઇ. આખો ઓરડો ધમધમી ઉઠયો.

હું પલંગ ઉપરથી ઉભો થયો, તેની સામે ગયો. તેનો હાથ ઝાલ્યો, અને પલંગ પર લઇ આવ્યો. તેને પલંગ ઉપર બેસાડી.

તેની સાથે મેં સંપુર્ણ સુખનો અનુભવ કર્યો. લગ્નની પ્હેલી રાતે કોઇ સ્ત્રી પોતાના પતિને આ સુખનો એક હજારમો ભાગ પણ ન આપી શકે.

હું તેના ઉપર ખુશ રહેવા મંડયો. તેને કામશાસ્ત્રના ચોર્યાસી આસનો આવડતાં. તે તેણે મને શીખવ્યાં અને મારા સંસારમાં સ્વર્ગ ઉભું કરવા લાગી.

રતીસુન્દરી મારા તરફ બેહદ પ્રેમ બતાવતી. મને ખુશ રાખવા માટે સેંકડો પ્રયાસ કરતી. મારો આખા દિવસનો થાક અને ચિંતા તે પાંચ મીનીટના સહવાસમાં ભુલાવી દેતી. મારૂં ગૃહ મારી આરામ ગાહ બન્યું હતું. મહેલમાં જાઉં એટલે હું ગમે તેટલી મોટી ચિંતાઓ ભુલી જાઉં, અને અપુર્વ આનંદ મારી રગેરગમાં ફેલાઇ જાય.

મને લાગવા મંડયું કે મારા જેવો સુખી માણસ આખી સૃષ્ટિમાં નથી. આવી આદર્શ પત્નિ આખી સૃષ્ટિમાં કોઇને ત્યાં નહિ હોય. તે કાર્યમાં પ્રધાનની ગરજ સારતી, ગમે તે વિષયમાં સરસ સલાહ આપી શકતી, કામ કરવામાં દાસી જેવી હતી, મારે માટે ગમે તે જાતનું હલકું કામ કરતાં શરમાતી નહિ, ભોજન વખતે માતાની ગરજ સારતી. એક માતા પોતાના બાળકને જમાડે તેમ ખુબ આગ્રહ કરીને પ્રેમથી જમાડતી, અને શયનમાં–રતીકેલીમાં સાક્ષાત રંભા અને ઉર્વશીનો અવતાર હતી.

પરંતુ થોડા મહીના પછી મને લાગવા માંડયું કે તેનો મારા

ઉપર બરાબર પ્રેમ નથી. 'મારા ઉપર પ્રેમ છે.' એવો બનાવટી દેખાવ કરવા તે ખુબ પ્રયાસ કરતી હોય, એમ લાગ્યું. પણ મેં તરતજ મારા મનને ઠપકો આપ્યો, " હું ખરેખર બેવકુફ છું. તે મારે માટે મરી ફીટે છે છતાં હું ખોટી શંકાઓ લાવું છું. "

એક રાતે ચાર વાગે મારી આંખ ખુલી ગઇ. ઘણું ખરૂં ૭ વાગ્યા પ્હેલાં મારી આંખ ભાગ્યેજ ખુલતી.

મારી પડખે નજર નાખતાં રતીસુંદરી ત્યાં ન્હોતી. પ્હેલાં મને થયું, " અત્યારે ક્યાં ગઈ હશે ? " પણ તરતજ મન વાળ્યું કે " દિશાએ ગઇ હશે. " થોડી વાર પછી મારી આંખ પાછી મળી ગઇ. કલાક બે પછી મારી ઉંઘ ઉડી ગઇ. રતીસુંદરી મારી પડખે સુતેલી ઘસઘસાટ ઉંઘતી માલમ પડી. ઉઠતી વખતે મેં તેને પુછ્યું, " આજ ચાર વાગ્યે ક્યાં ગઇ હતી ? દિશાએ ? " તેના મોઢા પર આ વાત સાંભળતાં ચિંતાનું વાદળ છવાયું. એક ક્ષણમાં વાદળ વીખરાયું. અને હસીને જવાબ આપ્યો ' હા. '

મને હજુ સુધી મારી સ્ત્રીના ગેરવર્તન માટે જરા પણ શક ન્હોતો. સ્હેજ શંકા આવતી કે તરતજ તે સ્ત્રીના પ્રેમાળ વર્તનથી ચાલી જતી. હું ઉલટો મને પોતાને ઠપકો આપવા લાગતો. મને લાગતુ કે, હું ' વ્હેમી છું. મારી સતી સ્ત્રી માટે જરા પણ શંકા લાવવામાં પાપ છે ઘોર પાપ છે. ' એમ મને થવા લાગ્યું. અને મારી સ્ત્રી ઉપર મારો પ્યાર વધુને વધુ જામવા લાગ્યો.

# પ્રકરણ ૫૩.

## "રાંડ રતીસુંદરી કયાંયને કયાંય ભટકવા જાય છે."

એક દિવસ રતીસુંદરી જરૂરી કામે બ્હાર ગઇ હતી. હું ખુબ ગરમી હોવાથી સોફા પર ઉંઘી ગયો હતો. દાસીઓ મને પંખો નાખતી હતી. હું ઉંઘી ગયો છું એમ લાગતાં બંને દાસીઓ મારો ઓરડો છોડીને બ્હાર જઇને બેઠી. અને વાતો કરવા લાગી તેમના અવાજથી મારી ઉંઘ ઉડી ગઈ, અને તેની વાતો સાંભળવા લાગ્યો.

" આ રાજા કેટલો બધો સારો માણસ છે. કેવો ભલો અને માયાળુ છે. રૂપમાં પણ કામદેવને લજાવે તેવો છે, ડાહ્યો છે, સમજુ છે. છતાં રાંડ રતીસુંદરી કયાંયને કયાંય ભટકવા જાય છે. મીષ્ટાન મુકીને ટુકડા ભીખવા જાય છે એક દાસી બોલી.

' તું કહેછે શું ? ખરેખર ! સાચું બોલે છે ' બીજી દાસીએ આશ્ચર્ય બતાવ્યું.

" તને ત્યારે ખબર નથી ? મ્હેલમા તે વાત બધી દાસીઓ જાણે છે. જા ! જા ! "

" મારા સમ ! મને તે જરાય ખબર નથી કહે તો ખરી, છે શું ! '

" એ રાંડ બાર વાગે રોજ કયાંક ચાલી જાય છે, અને ચાર સાડા ચારે પાછી આવતી રહે છે. "

રોજ રોજ જાય અને રાજાને ખબર ન પડે એ કાંઇ બનવા જોગ છે ? હુ તો આ વાત નથી માની શકતી.

ન માનવું હોય તો કાંઇ નહિ. રાતે સુતી વખતે રાંડ રાજાના પાણીના પ્યાલામાં કાંઇક કેફી દવા નાંખે છે. તેથી રાજા પાંચ વાગ્યા પ્હેલાં જાગી શકતોજ નથી. અને બાઇ સાહેબ બ્હાર ફરી આવે છે. આવા કામદેવ જેવા રાજાને મુકીને તેને પરપુરૂષ પાસે જવું કેમ ગમતું હશે ? ખરેખર રાંડનું મોં બાળી નાખવું જોઇએ. રાંડ કોઇ કજાતની દીકરી લાગે છે."

"તું ધીમે બોલ ! કોઇ સાંભળી જશે તો આપણા બાર વાગી જશે. રાણી કજાતની દીકરી છે એ તો હું પણ જાણું છું. એ તો પેલી રધી ખવાસણીની છોકરી વિધવા થયા પછી તે કોઇ મકરાણી સાથે ચાલતી. રધીને ગર્ભ રહ્યો. આ છોકરી થઇ એટલે પેલા વૃદ્ધ રજપુતને ઘેર છાની માની મુકી આવી. વૃદ્ધ રજપુતને કોઇ છોકરૂં ન્હોતું. તેણે પોતાની છોકરી ગણીને પાળી અને પોષી. પણ કાંઇ મા અને બાપના ગુણ જાય ? પણ હવે આપણે રાજા સાહેબને ચેતવી દઇએ તો ?"

"ના બાઇ ! આપણે કમોતે નથી મરવું. રાજા તો રાંડ પાછળ આંધળો છે. તે વાત કદિ સાચી ન માને. અને આપણને કમોતે મરવાનો દિવસ આવે.

આ વાત સાંભળીને હું ચમકયો. રતી પેલી રધી ખવાસણની છોકરી. રધી ખવાસણ એટલે પ્હેલા નંબરની બજારૂ વેશ્યા જોઇ લો. આગલા બનાવોએ મારી શંકાને જોર આપ્યું. મને લાગ્યું કે રતી ખરેખર વ્યભિચારીણી છે. રતીનું મોઢું પણ રધીને સ્હેજ મળતું આવે છે. એમ હવે મને લાગવા માંડયું. મારૂં મન મનાવવા પણ મેં

ખુબ મહેનત લીધી. પણ મન ન માન્યું. હવે તો મને તેના નામ ઉપરજ મને અણગમો આવવા લાગ્યો. તેના તરફ મને તિરસ્કાર પેદા થયો.

રાતે તે રૂમઝુમ કરતી મારી પાસે આવી. પ્રેમની ખુબ વાતો કરી. મને તેના તરફ ખુબ તિરસ્કાર આવ્યો હોવા છતાં, તે તિરસ્કાર મહા મહેનતે મેં છુપાવી રાખ્યો. તેની સાથે ખુબ વાતો કર્યા પછી મેં કહ્યું. “ મને ખુબ તરસ લાગી છે વ્હાલી ! ”

વાક્ય પુરું થયું તે પહેલાં તો ‘આ લાવી’ એમ કહીને તે દોડી. થોડીવારમાં સોનાની ઝારી લઇ આવી અને મારી સામે મુકી. મેં ઝારી મોઢે અડાડી અને તરતજ બુમ પાડી, “ રે ! દિવાનખાનામાં હું તીજોરીની ચાવી ભુલી ગયો. લઇ આવીશ ? ”

રતી તે લેવાને દોડી. મેં પાણી પીધા વીના ફેંકી દીધું. દિવાનખાનામાં મેં આ પ્રસંગ માટે ખાસ ચાવી મુકી હતી. રતી તે લઇ આવી.

“ આજ તો ઉંઘ આવે છે. ચાલો સુઇ જઇએ. ” મેં કહ્યું અમે બન્ને સુતાં. પછી થોડી વારમાં જ મેં ઘસઘસાટ ઉંઘવાનો ડોળ કર્યો.

રતીને લાગ્યું કે હું ઉંઘી ગયો છું તે તરતજ પલંગ ઉપરથી ઉતરી ગઇ. હું ઝીણી આંખો કરીને તેની બધી હિલચાલ તપાસવા લાગ્યો.

તેણે પોતાનો કબાટ ઉઘાડયો. સરસમાં સરસ કપડાં અને સરસમાં સરસ ઘરેણાં કાઢયાં. ટાપટીપ કરીને તે પહેર્યાં. કપડાં પહેરીને મારી પાસે આવી. હું ઉંઘી ગયો છું તેની ખાત્રી કરી.

" ભગવાન આ બાયલાને ટુંકો કરી નાખ તો હું સુખી થાઉં આની બ્હીકે મારે કેટલી સાવચેતી રાખવી પડે છે." એમ કહી મારા તરફ ધિક્કારની દૃષ્ટિ તેણે ફેંકી અને ચાલી ગઇ.

હું પલંગ પરથી ઉભો થયો. મારી તલવાર હાથમાં લીધી અને તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

# પ્રકરણ ૫૪.

---

## રાક્ષસોની રતીક્રીડા.

હું પાછળ ચાલ્યો. તે મહેલના દરવાજા હાથેથી ન્હોતી ઉઘાડતી દરવાજા પાસે ઉભી રહીને કોઇ મંત્ર બોલતી એટલે ધીમેથી દરવાજા ઉઘડી જતા. બહાર નીકળીને ઉભા રહ્યા વીના આગળ ચાલતાં ચાલતાં એક શબ્દ બોલતી એટલે દરવાજા બંધ થઇ જતા, મને ખુબ નવાઇ લાગી હું સાવચેતીથી તેની પાછળ ચાલવા લાગ્યો,

મહેલમાંથી નીકળીને અમે પાછળના ભાગમાં ગયાં. ત્યાં નીર્જન જેવું હતું. જરા દુર જતાં એક બાવાની ઝુંપડી આવી. રતી તેમાં દાખલ થઇ.

હું ઝુંપડીના પાછળના ભાગમાં ગયો. ત્યાં ન્હાનકડી બારી હતી ત્યાંથી બધું જોઇ શકાતું હતું.

ઝુંપડીમાં એક અલમસ્ત બાવો એક ગંધાતી ફાટેલ ગોદડી પર બેઠો બેઠો ભુંગળી પીતો હતો, છેલ્લા કેટલાય વરસથી તે નાહ્યો નહી હોય, તેના શરીરમાંથી માથું ફાડી નાખે તેવી દુર્ગંધ આવતી હતી. ક્રોધથી તે લાલચોળ થઈ ગયો હતો.

રતી ગભરાતી ગભરાતી ઝુપડીમાં દાખલ થઇ.

" રંડી ! કયું મોડી આઇ ? " તે તડુકયો.

રતી ધ્રુજવા મંડી.

" વ્હાલા ! પ્રાણપ્યારા !' આમાં મારો જરાય વાંક નથી. મારો ધણી સુઇ જાય ત્યારેજ મારાથી આવી શકાય. તારા માટે મારો જીવ કેટલો વલખે છે, એ તો મારૂં મન જાણે છે. તું હુકમ આપે તો મારા ધણીના ટુકડે ટુકડા કરી નાંખું. પણ મને તેની દયા આવે છે પણ તારી ખાતર હુ ગમે તે કરવા તૈયાર છું આપણા છેલ્લા પાંચ વર્ષના સંબંધમાં એક રાત પણ હું ન આવી હોઉં એવું બન્યું છે, '

' રંડી ! વધુ મત બોલ ! પ્હેલાં તું ખુબ વ્હેલી આવતી હતી. આખી રાત લ્હેર કરાવતી, અને હવે તો આટલી બધી મોડી આવે છે અને વહેલી વહેલી ચાલી જાય છે. એમ નહી ચાલે. ગરજ હોય તો વહેલી આવતી જજે. નહી તો તારા જેવી રંડી સતરસોને સાઠ મળી રહેશે. મારા જેવા મર્દ પાસે આવવા કોણ તૈયાર ન થાય ? ' આમ કહી તે ગાળો આપવા લાગ્યો.

રતીસુંદરીએ તેનો ક્રોધ શાંત કરી તેને ખુશ કરવા પોતાનાં બધાં કપડા ઉતારી નાંખ્યા અને વ્હાલના અને પ્રેમના શબ્દો બોલતી બાવાને ભેટી પડી.

" હરામજાદી ? તને ફોસલાવતાં સરસ આવડે છે એમ નહી ચાલે. "

તેણે રતીસુન્દરીને દુર ખસેડી. ખુણામાં પડેલ ચાબખો હાથમાં લીધો સડસડાટ કરતો એક ચાબખો તેના નગ્ન દેહને માર્યો રતીની રાડ ફાટી ગઇ.

" મને માફ કર ! હું પહેલાં વ્હેલી આવતી કારણ કે હું સ્વતંત્ર હતી હવે તો પરણી છું, તેથી મોડું થાય છે.' તેણે રડતાં રડતાં કહ્યું.

'કમજાત ?" કહીને બાવાએ તેને બાથમાં લીધી નીચે જમીન ઉપર પછાડી અને પોતાની વિષયવાસના તુપ્ત કરવા તેની સાથે શ્વાન ચેષ્ટા કરવા લાગ્યો.

બાવો અજબ અલમસ્ત હતો ભાંગ અને ગાંજો પીને ગાંડો બન્યો હતો તેના ભારથી રતીસુંદરી ચગદાઇ જતી હતી અને જોરથી સીસકારા અને ઉકારા કરતી હતી આટલા દુખ છતાંય રતીસુંદરીના મોઢા પર અપુર્વ આનંદ જણાઇ આવતો હતો.

બાવો તો એક પશુથી પણ ખરાબ કર્મ કરતો હતો.

અરધા કલાકે તેણે પોતાનું નીચકર્મ પતાવ્યું રતિસુંદરી કાર્ય થઇ રહ્યા પછી દશ મીનીટ આનંદમાં મસ્ત પડી રહી પછી પાણીથી પોતાના શરીરના ભાગો અને ગાલ ધોઇ નાખ્યાં, ત્યાં ઝુપડીમાં પોતે રાખેલ દવાની શીશી લઇ તેમાંની દવા આ બધા ભાગમા ચોપડી દીધી અને બાવાને આલીગન આપીને તેની ગંધાતી ગોદડીમાં તેની સાથે સુઇ ગઇ બાવાના શરીરમાંથી અસહ્ય દુર્ગંધ આવતાં છતાં તે આનંદથી બાવાને ચુમ્બન આપતી હતી.

આ દેખાવ જોઈ મારી આંખમાંથી લોહી વરસવા લાગ્યું. મારી પરણીત સ્ત્રીની આ સ્થિતી ? એ બે દો દોકડાના બાવાને મારી અર્ધાંગના પોતાનો દેહ આપે ? બંનેના ખૂન કરવા મેં નિશ્ચય કર્યો.

ધીમેથી મેં ઝુપડીમાં પ્રવેશ કર્યો બંને ઘસઘસાટ ઉંઘતા હતા રતીના મોઢા પર સ્મીત દેખાતું હતું જેની સાથે ઉભા રહેતાં પણ મહાદુખ થાય તેવા કુતરાં સાથે સમાગમ કરવામાં આવી

અપૂર્વ સુંદર સ્ત્રીને કેમ આનંદ આવતો હશે ? વિધાતા ! તારી લીલા અજબ છે.

પ્હેલાં મે બન્નેનાં ખુન કરવાનો નીશ્ચય કરેલો પણ રતીને જોતાં મને તેનુ ખુન કરવા મન ન થયું. સ્ત્રી હત્યા મોટુ પાપ છે એમ મને લાગ્યું તેથી બાવા પર તલવારથી એક ઝાટકો માર્યો અને ઝડપથી બ્હાર ચાલ્યો આવ્યો.

આકાશમાં ચાંદની ખીલી હતી ચંદ્રિકા પોતાના રૂપેરી કિરણોની ચાદર જગત પર બીછાવતી હતી, પ્રેમીઓને સ્વર્ગસમ દેખાત હતો પણ હાય ! મારા ઉરમાં જવાળામુખી સળગતો હતો તેમાં ન સહન થઇ શકે એવો અગ્નિ પ્રકટયો હતો મારી રતી વ્યભીચારીણી ? એ ખ્યાલ આવતાં મારાં રોમાંચ ખડા થવા લાગ્યા

રસ્તામાં વાવ આવી તેમાં ઉતરીને મારી લોહીવાળી તલવાર ધોઇ નાંખી મારા હાથ અને ગોઠા પર ઉડેલા લોહીના છાંટા ધોઇ નાંખ્યા મારા માથામાં તો ઘન વાગતા હતા તેને ટંડક આપવા માથુ પાણીમાં ઝબોળ્યું પણ આ ઠંડુ પાણી મારા મગજને શાંતી ન આપી શકયું,

ઘેર આવીને હુ સુઈ ગયો મને જરાય ઉંઘ ન આવી એ કલાક પછી તે રાંડ આવી. પોતાના કપડા ઉતારીને મને આલીગન આપીને સુઇ ગઇ. તેની આંખમાં આંસુ હતાં. તેનું મોં કાળુ પડી ગયું હતું. યારના મોતને લીધે તે ખુબ દીલગીર થઇ હોય એમ લાગ્યું



# પ્રકરણ ૫૫.

## સ્ત્રી ચરીત્ર.

તે સ્હવારે મેં તેની સાથે કાંઇ વાત ન કરી. હું નિયમ પ્રમાણે રાજસભામાં ગયો. સાંજે બધાં કામ પતાવી ઘેર પાછો આવ્યો.

ઘેર આવીને જોતાં માલુમ પડયું કે રતી શોકમાં નિમગ્ન થઇને બેઠી હતી. કાળી સાડી પહેરી હતી. ઘરેણાં કાઢી નાખ્યા હતાં. ચોટલો ગુંથ્યો ન હતો. માથાપરના વાળ આમ તેમ ઉડતા. થોડા વાળ આંખો પર પડેલા હતા. તેમાંના કેટલાક વાળ તેણે તોડી નાખ્યા હોય, એમ લાગતું હતું. આંખો રોઇ રોઇને સુજી ગયેલી હતી.

" વ્હાલી ! " મેં તેને કહ્યું. વ્હાલી કહેતાં તો મારો જીવ નિકળી જતો હતો. આજ તો મહા મહેનતે આ શબ્દો બોલી શકયો, " આમ કેમ પડી છે ? શોકનો પોષાક શા માટે પહેર્યો છે ? તારી આંખો પણ સુજેલી છે. આ બધું છે શું ? "

" પ્રાણનાથ મારો આ વેશ જોઇ, આપને ખુબ નવાઇ લાગી હશે. પરંતુ ખરૂં કારણ જાણતાં આપને પણ શોક થશે. આજ કાશીથી એક કાસદ આવ્યો હતો. તેણે સમાચાર આપ્યા કે મારા બાપ ગુજરી ગયા છે. મારા વ્હાલા બાપના મોતના સમાચાર સાંભળી મને કાંઇ ને કાંઇ થઇ જાય છે. " આમ બોલી તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. તેની આંખોમાંથી આંસુની ધાર પડવા લાગી.

તેના બાપના (!) મરણના સમાચાર સાંભળી મેં પણ દિલગીર દેખાવાનો ઢોંગ કર્યો. તેને ખુબ આશ્વાસન આપીને છાની રાખી. મારે તેનો ત્યાગ કેવી રીતે કરવો તેના વિચારમાં હું પડયો.

# પ્રકરણ ૫૬.

## સુંદરી કે સાપણ ?

તે દિવસે હું વ્હેલો સુઈ ગયો. મને હજુ ઉંઘ ન્હોતી આવી, ત્યાં તો રતી તેના આ શોકનાજ વેશમાં પલંગ પરથી ઉઠીને બહાર જવા મંડી. તે ક્યાં જતી હશે તે જાણવા હું પાછળ પડયો. 'કોઇ નવો યાર તો નહિ શોધ્યો હોય?' મને વિચાર આવ્યો. પણ નવા યાર પાસે આવા ખરાબ વેશમાં શા માટે જાય?

ચાલતાં ચાલતાં અમે ઝુંપડી પાસે પહોંચ્યા. હું આગલે દિવસે ઉભો હતો, તેજ જગ્યાએ ઉભો રહ્યો. જરા અજાયબી સાથે મને માલુમ પડયું કે બાવો મરી ન્હોતો ગયો. સખ્ત ઘાયલ થયો હતો. કદાચ રતીએ પોતાના મંત્રને બળે તેનો જીવ જતાં અટકાવ્યો હોય. અત્યારે તો બાવો જીવન અને મરણ વચ્ચે ઝોલાં ખાતો હતો. તેનામાં બોલવાની કે શરીર ફેરવવાની પણ શકિત ન્હોતી.

રતીએ તેને પાટાપીંડી બાંધ્યા. તેનું માથું પોતાના ખોળામાં લીધું. તેને બોલાવવા ખૂબ પ્રયાસ કર્યો. પણ તે ન બોલી શકયો. પછી રાંડ ચોધાર આંસુ પાડી વિલાપ કરવા લાગી. 'મારા વ્હાલાની આ સ્થિતિ કરનારને ત્રાહી ત્રાહી પોકરાવીશ.' તેણે પ્રતિજ્ઞા લીધી. હું તરતજ ઘેર ચાલ્યો આવ્યો.

મારા આવ્યા પછી કેટલીક વારે તે પાછી આવી. હું તલવાર લઇને ઉભો થયો અને તડુકીને બોલ્યો.

" રાંડ! કુલટા! અત્યારે તારા કયા બાપ પાસે ગઇ'તી. ગઇ કાલે મેં તારૂં પણ ખુન કરવા નિશ્ચય કરેલ. પણ મને દયા આવી.

પણ મોત સિવાય તારે માટે કાંઇ ઉપાય નથી." આમ કહીને મેં તેના ઉપર તલવારનો છુટો ઘા કર્યો. તે તરતજ ચપળતાથી ખસી ગઇ, અને ઘા ચુકાવી દીધો.

"બાયલા! તુંજ મારા આ દુઃખનું કારણ છે. તારૂં હવે આવી બન્યું છે. મારા વ્હાલાને મારનાર પર વેર લેવા મેં પ્રતિજ્ઞા લીધી છે. મારા સહવાસથી તને કેટલો આનંદ અને કેટલું સુખ મળતું? કૃતઘ્ની! તેનો બદલો તેં મારા પર ચોકી રાખવામાં અને મારા વ્હાલાને મારવામાં આપ્યો ને? ધીટકાર છે તને." આમ કહી તેણે મારા ઉપર મંત્રેલા દાણા નાખ્યા અને શાપ આપ્યો. "મારી મંત્ર વિદ્યાના પ્રભાવથી, હું તને આજ્ઞા કરૂં છું કે આ ક્ષણેજ તું અરધો પાષાણ અને અરધો માનવ દેહધારી બની જા." તેજ ક્ષણે મારી આ સ્થિતિ થઇ ગઇ.

અમારી રકઝકથી મ્હેલના નોકર ચાકરો ત્યાં દોડી આવ્યા. મારી આ સ્થિતિ જોઇને શહેરમાં દરેક જગ્યાએ આ સમાચાર ફેલાવી દીધા. આખી પ્રજા ઉશ્કેરાઇ ગઇ. રાંડને સખ્ત સજા કરવા બધી પ્રજા મારા મ્હેલ પર આવી પહોંચી.

શહેરના લોકો પોતાને સજા કરવા આવે છે, એ ખબર પડતાં તેના ક્રોધનો પાર ન રહ્યો. પોતાના મંત્ર પ્રભાવથી આખા શહેર અને આખા રાજનો નાશ કર્યો. મારા રાજ્યનું ન્હાનું જંગલ બનાવી દીધું મારા પાટનગરને જંગલની વચમાં ન્હાનકડું તળાવ કરી નાખ્યું. ચાર મોટા ટાપુઓને ન્હાનકડી ટેકરીઓનાં ફેરવી નાખી, અને બધી પ્રજાને તળાવમાંના માછલાં બનાવી દીધાં. તે તળાવ માછલાં, અરણ્ય, અને ટેકરીઓ તમે જોયેલ છે માછલાં ચાર રંગનાં છે. તે ચાર વર્ણના–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર લોકો છે અને

રાંડ મને અહિં જમીન નીચે કિલ્લામાં લઈ આવી.

હજુ મારા દુઃખનો અંત નથી. રાંડ દરરોજ રહવારે મારી પાસે આવે છે. મારૂં શરીર ઉઘાડું કરે છે. અને મીણ પાયેલા દોરડાના સો ફટકા જોરથી લગાવે છે. તે મને કહે છે કે "તારા કાળાં કામને પ્રતાપે મારો યાર હજુ સાજો નથી થયો. જ્યાં સુધી તે સાજો નહિ થાય, ત્યાં સુધી દરરોજ આમ શિક્ષા કરવાની."

શ્યામદ્વીપના તરૂણ રાજવીએ પોતાની આત્મકથા પુરી કરી. તેની આંખોમાંથી આંસુની ધાર વરસવા લાગી. "હે પ્રભુ ! આ દુઃખ હવે સહન નથી થતું." તેણે ચીસ પાડી. અને બેભાન થઈને પડયો.

# પ્રકરણ ૫૭.

## અજયની અજબ યુકિત.

"આ દુઃખમાંથી તેમને બચાવવાની યુકિત તો મને સુઝી છે. પણ તે રાંડનો યાર કયા ઓરડામાં પડયો છે તે તો મને કહો ? રાંડ તે ઓરડામાં કેટલા કલાક બેસી રહે છે એ તમે જાણો છો ?" અજયે શ્યામદ્વીપના રાજાને ભાન આવ્યા પછી પૂછ્યું.

"પેલા સામેના ઓરડામાં તે પડયો છે. રાંડ આખો દિવસ અને રાત તેની ચાકરી કરતી અને આંસુ સારતી પડી રહે છે. ફકત સવારે સાત વાગ્યે એક કલાક મારી પાસે આવે છે, અને મને ફટકા મારે છે, અને કહે છે કે મારો યાર હજુ સાજો નથી થયો. પણ તમે મને કેવી રીતે બચાવશો એ સમજી શકાતું નથી." શ્યામદ્વીપના જયમલ્લને કાંઈક આશા આવી હોય એમ લાગ્યું ?

" એ તો મારૂં કામ છે. કાલને કાલ તમને અગાઉની સ્થિતિએ મુકી દેવાની પ્રતિજ્ઞા લઉં છું. પણ એક શરત છે. કેટલાક હરામખોરોને બગાડતાં આવડે છે, સુધારતાં નથી આવડતું. આ રાંડને બગાડતાં આવડયું છે, હવે સુધારતાં આવડતું હશે તો સરસ યુક્તિથી તમારૂં આખું રાજ્ય જેવું હતું તેવું કરાવી લઇશ. પણ સુધારવાની તેનામાં શક્તિ નહિ હોય તો લાચાર. તો પણ હું બનતું કરીશ. તેના ત્રાસ માંથી તમને ચોક્કસ બચાવીશ. તેનું ખુન કરીશ અને તમને મારે ત્યાં લઇ જઇને, બની શકે તેટલું સુખ આપવા યત્ન કરીશ. "

" ત્યારે તમે હવે આ કિલ્લામાં સંતાઇ જાઓ. રાંડ તમને દેખી જશે તો હેરાન કરશે. " જયમલ્લે કહ્યું. તેનું મોઢું આનંદથી પ્રફુલ્લિત થયું હતું.

" અજય અને જેસંગને પણ આ સલાહ યોગ્ય લાગી. બગીચામાં એક ખુણામાં જઇ તેઓ બેસી ગયા. ફળફુલ તોડીને ખાધાં. રાત પડી તેઓ સુઇ ગયા.

અજય અને જેસંગ છ વાગ્યે ઉઠયા. અજયે જેસંગ સાથે કેટલીક મસલત કરી. સાત વાગ્યે તેઓ જયમલ્લે બતાવેલ રાંડના યારના ઓરડાની પાછળ સંતાઇને બારીમાંથી ઓરડો જોવા લાગ્યા.

ઓરડો બાદશાહી દમામથી શણગારેલો હતો. ત્યાં સેંકડો અત્તરના દિવાઓ સળગતા હતા. બધે સુગંધ સુગંધ થઇ રહી હતી. એક બાદશાહી પલંગ ઉપર પેલો માંદો બાવો સુતેલો હતો. તેનું માથુ ખોળામાં લઇને રતી આંસુ પાડતી હતી અને ચુમ્બનો લેતી હતી. પેલી જાદુઇ રૂપસુંદરી તે આ પોતેજ એવી બન્નેને ખાત્રી થઇ. આવી અદભુત રૂપસુંદરી આવા કાળમુખા બાવા સારૂ શા માટે મરી

રીતની હશે ! ખરેખર સ્ત્રી કોઈ અજબ ચીજ છે. શામળભટે સાચું જ કહ્યું છે કેઃ—

છપ્પા—

પંડિત કેરી નાર, તેહ મુરખ શું માણે,
કુળવંતાની કામ, તેહ પામર પરમાણે;
જશવંતાની જુવતી, વાણોતર સાથ વણુંધે
નરપંત કેરી નાર, ગુલામ ગોલા શું ગંધે
વળી શુરા કેરી સુંદરી, કાયર શું કાયા દીયે
શામળ કહું સ્વભાવ શ્યામા તણો, બુદ્ધહીણી તે કયમ બીએ?

થોડી વારે રતી પલંગ પરથી ઉભી થઇ. તેની આંખમાં ક્રોધ દેખાયો. એક ખુણામાં પડેલો ચાબખો ઉપાડયો અને ઓરડા બ્હાર નિકળી સામેના જયમલ્લના ઓરડા તરફ તે ગઇ.

આ તકનો લાભ લઇને બન્ને આ ઓરડામાં ઘુસ્યા. બાવાને મારી નાખ્યો. અને બન્નેએ તેના શબને ઉપાડીને પાસેના કુવામાં ફેંકી દીધું.

પછી અજયની સુચના મુજબ જેસંગ તે પલંગમાં માથા સુધી ઓઢડું ઓઢીને સુઇ ગયો. અજય અગાઉની જગ્યાએ, ઓરડીની પાછળ ઉભો રહ્યો, અને જે થાય તે બારીકીથી જોવા લાગ્યો. જેસંગના હાથમાં અજયે એક તિક્ષ્ણ કટાર આપી હતી, એ વાત કહેવી રહી જાય છે.

અજય, રતી જયમલ્લને ફટકા મારી પાછી આવે, તેની રાહ જોવા લાગ્યો.

---

શું=નેઃ સાથે; કામ=સ્ત્રીઃ વણુંધે=વ્યભિચાર કરેઃ નરપંત=રાજાઃ

# પ્રકરણ ૫૮.

## જેવા સાથે તેવા.

બરાબર એક કલાકે રતી પાછી આવી. આથી એક કલાક તેણે સજાને ફટકા માર્યા હશે. કારણ કે તેની ભયાનક ચીસો અહિં સુધી સંભળાતી હતી.

તે આ ઓરડામાં લાલ આંખો કરીને આવી. પલંગ ઉપર બેઠી. અને ચોધાર આંસુ પાડીને રડવા લાગી. “ મારા પ્રાણવલ્લભની આ સ્થિતિ ! પાપી જયમલ્લના આ પ્રતાપ ફરી વળ્યા. હું કેટલા આનંદથી સુખચેનમાં હતી. હું આ વ્હાલા સાથે સ્વર્ગસમ (!) સુખ અનુભવતી હતી. પેલા નામર્દે મારૂં આ સુખ ધૂળમાં રગદોળી નાખ્યું. મારૂ જીવન પાયમાલ કરી નાખ્યું. તેને હુ બરાબર સજા કરૂં છું પણ તે સજા હજુ ઓછી છે. ”

“ અને વ્હાલા- ” તેણે પલંગ પર સૂતેલા પોતાના યાર (!) ને સંબોધીને કહ્યું; “ તમે હવે કેટલા દિવસ ચુપ રહેશો. તમારૂં એક અમૃત વેણ (!) સાંભળવા આ દાસી કેટલા મહીનાઓથી આતુર છે ! એક શબ્દ પણ નહિ બોલો. વ્હાલા એકજ શબ્દ ! ફક્ત એકજ શબ્દ બોલો તમારા અધરામૃતની પ્યાસીને એક વાર ચુમ્બન કરો. ફક્ત એકજ વાર. ” આમ કહી તે રડવા લાગી

થોડી વાર પછી યારના વેશમાં પડેલ જેસંગે ઊંઘમાંથી જાગતા થવાનો ડોળ કર્યો. “ હે પ્રભુ ! માફ કરો એમ બોલ્યો ? ”

“ આ શબ્દો સાંભળી રતીમાં હર્ષનો સાગર ઉભરાઇ આવ્યો.

" કોણ તમે બોલ્યા ! હું સ્વપ્નામાં તો નથી ને ? ખરેખર તમે બોલ્યા ? "

" રાંડ ચુપ રહે, " બાવાના જેવો સુર કાઢી જેસંગ બોલવા લાગ્યો, " તું મારી સાથે બોલવાને લાયક નથી રહી. તારે લીધે પ્રભુ મને રૌરવ નરકમાં મોકલવા તૈયાર થયો છે. હમણાંજ પ્રભુ મારા સ્વપ્નામાં આવ્યા હતા અને મને નરકમાં લઇ જવા ધમકી આપતા હતા. "

" પ્રાણનાથ ! એમ કેમ બોલો છો ? હું તમારા માટે કેટલો પ્રેમ રાખું છું ? છતાં મારે માટે નરકમાં જવું પડશે ? "

" હા. તું તારા પરણેલા પતિને ખુબ દુઃખ આપે છે. તેના અંતરના શ્રાપને લીધે હું સાજો નથી થતો. નહી તો ક્યારનોય સાજો થઇ ગયો હોત. તુ તેને ફટકા મારે છે, ત્યારે ઇશ્વર મને ફટકા મારતો હોય એમ લાગે છે. "

"પ્રાણનાથ ! આપનો ક્રોધ શાંત કરો. હું હમણાંજ પેલા દુષ્ટને સાજો કરૂં છું. " આમ કહી તે ઓરડા બ્હાર ગઇ, જયમલના ઓ-રડામાં ગઇ તેની સામે ઉભી રહીને બોલી. " મારા શ્રાપથી તારી આ સ્થિતિ થઇ હોય તો તારૂ સાચુ સ્વરૂપ ધારણ કર."

રાજા તરતજ સાજો થઇ ગયો. રતીએ તેને કહ્યું ' હવે અહીથી એકદમ ચાલ્યો જા ? નહી તો તને પાછો હેરાન કરીશ " રાજા ત્યાંથી ચાલ્યો ગયો. અને કિલ્લા બ્હાર જઇ અજય અને જેસંગની રાહ જોઈને બેઠો.

રતી તરતજ તેના યાર પાસે આવી. " વ્હાલા ! મેં તેને સાજો કર્યો છે હવે બેઠા થાઓ અને મને આલીગન આપો.

" હજુ તું આલિંગનને તો શું પણ મારૂં મોઢું જોવાને લાયક નથી થઇ. તેં મારા શીખવેલા જાદુનો ગેર ઉપયોગ કર્યો છે લાખો માણસો, શહેર અને આખા રાજનો તેં નાશ કર્યો છે. લાખો પ્રાણીઓ માછલીના રૂપમાં નીસાસા નાંખે છે, તેથી આખા રાજ્યને અગાઉની સ્થિતીમાં મુકીશ. તોજ હું સાજો થઇને તને સ્વર્ગીય સુખ આપીશ. "

" વ્હાલા ! તમારી આજ્ઞા ઉઠાવવા આ કીંકરી તૈયાર છે. ત્યારે તમે ખરેખર સાજા થઇ જવાના અને પૂર્વવત સ્વર્ગીય સુખ આપવાને ? લ્યો " ! ત્યારે આખૂં રાજ અને પ્રજા જેમ હતાં તેમ કરી આવું ', આમ કહી તે ચાલી ગઇ. કોઇ છુપે દરવાજેથી પૃથ્વી ઉપર પેલા તળાવ પાસે આવી. કાંઇક મંત્ર બોલી, એટલે તળાવ અને જંગલ અદ્રશ્ય થઇ ગયાં.

ચાર કલાકે તે પાછી આવી. " વ્હાલા ! આખું રાજ અને પ્રજા જેમ હતાં તેમ કરી દીધાં છે હવે કૃપા કરીને આ દાસીને પ્રેમદાન આપો. વ્હાલા ! તમારા આલીંગન અને અમૃત જેવા ચુમ્બનો માટે હું અધીરી બની છું. "

" જરા વાર છે. આ આખો કીલ્લો આપણા શહેરમાં મુકી દે. "

" લ્યો તેમાં કયાં વાર છે. " આમ કહી તે કાંઇ મંત્ર બોલી અને પાંચ મીનીટ પછી કહ્યું " વ્હાલા ! હવે સંતોષ થયો ? કિલ્લો શહેરમાં આવી ગયો છે. હવે વ્હાલા ઉઠો મને આલીંગનનું સ્વર્ગીય સુખ આપી આનંદસાગરમાં ડુબાડો. આપની સાથે રતીક્રીડા રમવા હું ખૂબ આતુર બની છું.

" મારામાં સ્હેજ અશક્તિત રહી છે, તેથી મને જરા હાથ ઝાલીને ઉંચો કર એટલે સ્વર્ગીય સુખનો ઉપભોગ કરાવું " જેસંગ બોલ્યો.

સ્ત્રી તેને ઉંચો કરવા નીચી નમી એટલે જેસંગ પોતાની કટાર તેની છાતીમાં ભોંકી દીધી, તે દરમ્યાન અજય પણ છુપાઈને તે ઓરડામાં આવ્યો હતો તેણે રાંડનું માથું ઉડાડી નાખ્યું,

# પ્રકરણ ૫૯.

## જેસંગ કોણ છે. ?

જેસંગ અને અજય બ્હાર નીકળ્યા. તો ત્યાં નિર્જન ન હતું એક મોટા શહેરમાં આ કીલ્લો આવી ગયો હતો. બ્હાર રાજા પોતાના અમલદારો સાથે પોતાના આ ઉદ્ધારકોનું સ્વાગત કરવા તૈયાર ઉભો હતો. જેસંગ અને અજય તેમને મળ્યા, અને કહ્યું કે " રાંડનો નાશ કર્યો છે, " બધાઅમલદારો અને રાજાએ તેમના ઉદ્ધારકોનો આંખમાં આંસુ સાથે આભાર માન્યો.

અજય અને જેસંગનું આખા શહેરમાં સરઘસ કાઢવામાં આવ્યું. પ્રજા સમક્ષ પોતાનો ઉદ્ધાર કરનારને ઓળખાવ્યા. બધી પ્રજાએ તેમને અંતરની આશીષો આપી.

તે દીવસે દરબાર ભરાયો. શરૂઆતમાંજ રાજાના માનીતા પંડીતે બંનેને આર્શીવાદ આપ્યો. પંડીત ત્રિકાળજ્ઞાની મનાતા હતા.

જેસંગને જોઇ પંડીત ચમકયા રાજાનું ધ્યાન ખેંચાયું. " પંડીતજી ! કેમ ચમકયા ! "

" બહુ ખાનગી કારણ છે. આપને ખાનગીમાં કહું ! "

જયમલ્લે હા પાડી પંડીતે તેના કાનમાં કાંઈક વાત કરી જયમલ્લ આનંદથી ખુશ થઇ ગયો. " પંડીતજી ! આ વાત આખી પ્રજાને સંભળાવો. "

પંડીતજીએ બધા સાંભળે તેમ વાત કહી. તેનોં સાર એ હતો કે જયમલના જન્મ બે વરસ પહેલાં રાયમલ્લની માતાને પેટે એક પુત્ર અવતર્યો. પંડીતજીએ તેના ગ્રહ જોયા. માલુમ પડ્યા કે તે પચીસ વરસની ઉમરનો થાય ત્યાં સુધીમાં જે કોઇ સગું તેનું મોઢું જુવે, તેની આંખો ફુટી જાય. એવા તેના ગ્રહ છે. તેથી તે છોકરાને પેટીમાં નાંખીને સમુદ્રમાં વહેતો મુકી દીધો. તે પુત્ર આ જેસંગ પોતે. પંડીતજીએ કહ્યું કે ' મારી આ ચોક્કસ ખાત્રી છે. પણ ખાત્રી માટે અમે તે બાળકના હાથે માદળીયું બાંધ્યું હતું, તે કદાચ સલામત હોશે તો જેસંગ આપણને બતાવશે "

જેસંગે હાથે બાંધેલું માંદળીયું બતાવ્યું. જેસંગે કહ્યું કે મારા પીતાએ એકવાર મને કહેલું કે હું તારો ખરો પીતા નથી. હું માછલી પકડવા ગયો હતો. ત્યાં સમુદ્ર કાંઠે તારી પેટી આવી હતી. આ માદળીયું સાચવજે. તેને કદી ઉઘાડતો નહી "

જેસંગે માંદળીયું આપ્યું. પંડીતે તે ઉઘાડ્યું તેમાંથી એક કાગળ નીકળ્યો. તેમાં બધી હકીકત લખી હતી.

બધા ખુશ થયા. જયમલના હર્ષનો પાર ન રહ્યો. " મ્હોટા ભાઇ ! તમારે હાથે મારો ઉદ્ધાર થયો તેમાંજ ભાગ્યની કાંઇક ખૂબી છે. " તેણે કહ્યું :



# પ્રકરણ ૬૦.

## ઉપસંહાર

આપણી વાર્તા હવે પુરી થાય છે. કેટલીક રહી જતી વાતો ટુંકામાંજ પતાવી દઈએ.

જયમલ્લ આ સંસારથી થાકયો હતો. તેથી મોટાભાઇ જેસંગને રાજ સોંપી પ્રભુભકિત કરવા વિચાર રાખ્યો. પણ જેસંગ રાજકાજનો સાવ અજાણ્યો તેથી હજુ પાંચ દસ વરસ જયમલ્લે સાથે રહીને જેસંગને રાજકારભારથી માહિત કરવાનું નક્કી કર્યું.

જેસંગ રાજા થયા છતાં પોતાની રૂપાળીને ન ભુલ્યો. બીજો કોઇ હોત તો તે સંબંધે કાંઇ ન બોલત પણ જેસંગે તો કહી દીધું કે મારી સ્ત્રીને લેવા મારે વિલાસપુર જવું પડશે.

પણ વિલાસપુર હવે પાસે નહતું. એતો સ્ત્રીસુંદરીના જાદુને પ્રતાપે તલાવ વિલાસપુર પાસે આવ્યું હતું. તે જાદુ ખલાસ થતાં શ્યામદ્વિપ તેની જગ્યાએ આવી ગયું અહિંથી વિલાસપુર જતાં એક મહીનો લાગે તેમ હતું.

જયમલ્લે ખુબ આગ્રહથી અજયને મ્હેમાન તરીકે રાખ્યો. આઠ દિવસ ખૂબ માન પામીને તે સ્વદેશ જવા ઉપડયો. જેસંગ પણ સાથે હતો. તેમના રક્ષણ માટે એક સો લડવૈયાની ટુકડી આપવામાં આવી.

એક મહિને તેઓ વિલાસપુર પહોંચ્યા. પ્રજા અજયની

ચિંતામાં માંડી બની હતી. રૂપાળી જેસંગના વિરહમાં મરણાવસ્થામાં હતી. જેસંગને મળતાંજ તે પાછી સાજી થઇ ગઇ.

રૂપાળીને જેસંગે બધી વાત કરી. પતિ 'રાજા થયા છતાં મારો ત્યાગ નથી કર્યો' એ જાણીને તેની આંખમાંથી હર્ષ અને આભારનાં આંસુ સરવા લાગ્યાં.

અજય બીજે જ દિવસે રત્નપુર ગયો. બિચારી ઉષાને તો એક એક ઘડી યુગ જેવડી થઇ પડી હતી. પણ છુટા પડતા વખતે અજયે વચન આપ્યું હતું, તેથી તેને આશા હતી કે તે ચોક્કસ આવશેજ.

અજય ઉષાને અને તેના માબાપને મળ્યો. પંદર દિવસ પછી લગ્ન કરવાનું નક્કી થયું. અજય લગ્નની તૈયારીઓ કરવા વિલાસપુર આવ્યો, જેસંગ અને રૂપાળી તો હવે રાજના માનીતા મ્હેમાન બનેલાં હતાં. અજયે તેમને લગ્ન સુધી રોકાવા આગ્રહ કર્યો. અને તેઓ રોકાયા.

જાનમાં રૂપાળી અને જેસંગ પણ ગયા. ત્યાં પણ રજવાડી મ્હેમાન તરીકે તેમની સગવડ થઇ. ખૂબ ધામધુમથી તેમનાં લગ્ન થયાં એક દીવસ ઉષાની માએ રૂપાળીને જોઇ. તે તરતજ તેને અજબ આનંદથી ભેટી પડી. રાજા (પોતાના પતિને) બોલાવવા માણસ મોકલ્યો. રાજા આવ્યો. રાણીએ તેને કહ્યું કે " આ આપણી મોટી પુત્રી છે." રાજાએ તેને બરાબર જોઇ. રાજાએ રાણીને પૂછ્યું, " તારી ખાત્રી છે ? "

" હા. હા. મારી પુત્રી ને ન ઓળખું ! મારા જેવુંજ મોઢું છે. અને એક નિશાની રૂપાળીને પૂછી જોઉં."

રાણી રૂપાળા ને જરા દૂર લઇ જઇ અને પુછ્યું "તારા જમણા સથાળના મુળ પાસે એક નાનું ઘાણું, અને ડાબા સાથળના મુળ પાસે ત્રણ તલ છે!" રૂપાળીએ જવાબમાં હા પાડી.

હવે ખાત્રી થઇ ગઇ. રૂપાળીએ ખાનગી ઓરડામાં જઇને રાણીને તે નિશાનીઓ બતાવી.

પણ આમ કેમ બન્યું? રાણીએ બધી વાત અજય અને જેસંગને કરી. ઉષાના જન્મને દસ વરસ પ્હેલા રૂપાળીનો જન્મ થયો. રાજારાણીને પુત્રની વાંચ્છના હતી. રાજાને ત્યારે એક અસાધ્ય રોગ લાગુ પડેલો હતો. તે આજકાલમાં મરી જાય તેવી સ્થિતિ હતી. તેને કાંઇ પુત્ર ન હોવાથી આખા રાજનું સત્યાનાશ વળી જાય. તેથી રૂપાળીને તે જન્મતાંજ એક માછીમારને આપી દીધી. માછીમારે તે દિવસેજ પોતાને ત્યાં જન્મેલો પુત્ર આપ્યો. પણ પુત્રતો છ મહિનામાં મરી ગયો, અને તે દરમ્યાન માછી પરદેશ ચાલ્યો ગયો અને તેનો પત્તો ન લાગ્યો. પછી તો સદભાગ્યે રાજા સાવ સાજો થઇ ગયો. અને ઉષાનો જન્મ થયો રાજારાણીને લાગ્યું કે આપણે પુત્ર સાથે લેણાદેણી નથી. માટે હવે અદલાબદલી ન કરવી અને પ્રભુએ જે આપ્યું તેમાં સંતોષ માનવો.

ઉષા પોતાની મ્હોટી બ્હેન રૂપાળીને હર્ષથી ભેટી પડી. અજયે જેસંગની બધી વાત રાજારાણીને કહી. પોતાની પુત્રી અકસ્માત રીતે રાજબીજને પરણી છે એ જાણી આનંદ થયો. જેસંગ અને રૂપાળી હવે સ્યામદ્વિપ ગયાં.

જેસંગે બે વરસમાંજ રાજકારભારનો અનુભવ મેળવી લીધો. ગરીબીનો તેણે ખુબ અનુભવ લીધો હોવાથી, ગરીબ પ્રજા તરફ તે ખુબ પ્રેમ રાખવા લાગ્યો. જયમલ્લ પ્રભુભકિતમાં દિવસો ગુજરવા લાગ્યો.

અજયને કારભારી અને જમનાના પ્રેમની ખબર પડી. તે જરા ગુસ્સે ન થતાં બન્નેનાં લગ્ન કરી આપ્યાં.

અજય અને ઉષા દામ્પત્ય પ્રેમના સ્વર્ગસમ આનંદમાં જીવનનીકા ચલાવે છે. આજ તેને ત્યાં પુત્ર જન્મની ખુશાલીમાં વાંચક સાકર લઇને વિદાય લેશે !

## સમાપ્ત.

---

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં

મુંબાઇ—બુકસેલર પ્રાગજી વલ્લભભાઇ
કાલબાદેવી રોડ—દરીઆમહેલ.

મુંબાઇ—બુકસેલર સુંદરજી જેઠાભાઇ
મમ્બાદેવીના ફુવારા પાસે નમદાબજાર.

કરાંચી—આગરીઆ હાસમ ઇસાભાઇ
અલીઅકબરલેન જુનીમારકેટ.

# જાપાની જાદુગર

યાને

# ઊડતો મહેલ.

અનેક ચમત્કારોથી ભરપુર—હીરા, માણેકનાં ઝાડ ભેદી ભોંયરામાં રાક્ષસનો ચમત્કાર, રાધુ બારવટીઓ, પ્રતાપનું પરાક્રમ. લગ્ન વખતે ગુમ થયેલો વર, દીલ્હીમાંથી જાદુઇ મહેલનું આકાશમાં ઉડીને જાપાનમાં જવું, જાદુગરનું મૃત્યુ, મહંતનું ભેદી ખુન, પાપીનો વીનાશ વીગેરે અનેક સુબોધથી ભરપુર

કીંમત બાર આના.

તદન નવીન– સુબોધક કલ્પીત નોવેલ–

# રાજમહેલનું રમખાણ

યાને

# પ્રેમનું તોફાન.

પ્રેમ એ મનુષ્યનું જીવન છે, પ્રેમ એ પરમાત્માને પામવાનું પગથીયું છે પ્રેમ એ સંસારનું સ્વર્ગીય નંદનવન છે.

પત્રો લખું હું પ્રેમથી પણ કલમ આ શરમાય છે,
મળતો નથી ભોગી ભ્રમર, તેથી કળી કરમાય છે.

× × ×

જગતની પ્રેમ વાડીમાં, મધુરાં પુષ્પ ખીલે છે,
પરિમલ પ્રેમ રસભીની, પરસ્પર રોજ ઝીલે છે.

× × ×

હૃદય બગીચે નીપજે, નાજુક પ્રેમી ફુલ,
શું સમજે નાદાન કે, મોંઘાં એનાં મુલ

× × ×

ચહાતાં હતાં હરદમ અમે, પણ પ્રેમમાં ખામી પડી.
બહુ બહુ ઉપાયો શોધતાં, ના પ્રેમની બુટી જડી.

પ્રેમમાં શું શું છે ! પ્રાણકાન્તની ભાવના એમાં આખી સમાઇ જાય છે.

**સ્વર્ગનાં સુખ પણ પવિત્ર પ્રેમ વીનાનાં તુચ્છ લાગે છે.**

**આ બધું જાણવા માટે આજેજ ખરીદ કરો.**

# રાજમહેલનું રમખાણ (યાને)

# પ્રેમનું તોફાન.

મોહ તણા દરબારમાં, ગોટાળા થાતા મહેલમાં,
રમખાણ થાતાં અવનવાં, દેખાય છે રંગમહેલમાં.

*　　　*　　　*

દુનીઆ તણો એ કાયદો, કે દુઃખ પર દુઃખો પડે,
પણ ના તજે જો સત્ય તો, ના દુખ લેશ આવી નડે.

*　　　*　　　*

એક એકથી અનેરો રસ ચખાડતાં સુંદર પચીસ પ્રકરણોમાં એકજ ભાગમાં સંપુર્ણ નવલકથા.

**રાજમહેલનું રમખાણ—(યાને) પ્રેમનું તોફાન**

**કીંમત ફક્ત આઠ આના.**

છપાવનાર અને વેચનાર,

**જદુલાલ નારણદાસ બુકસેલર**

મુ. નડીઆદ.

પવિત્ર પ્રેમનો આદર્શ [illegible]—સદ્દગુણનો સાગર

# વરઘેલી વીણા—

યાને

# પ્રેમી કે પાગલ.

પૈસાના સ્વાર્થી માતપિતાએ વાળેલું પુત્રનું નખ્ખોદ, લક્ષ્મી કરતાં સદ્ગુણ એ સદ્દાનો ઉત્તમ ખજાનો છે. એમ માનનાર કુંદનલાલની અનેક દુઃખો વચ્ચે ઇશ્વરે કરેલી કસોટી વીણાનો આપઘાત પ્રેમમાં દીવાનો કુંદનલાલ, ડોકટરની દીકરી, ભેદી જોગણ, સજીવન વીણા, જુલ્મી જેલર, છુપા વેશમાં મહારાજા, રાજકુંવરીની કેમ્પેનીઅન વીણા, સ્ટીમરમાં અકસ્માત, કુંદનલાલનું સાહસ, મહારાજાની મહેરબાની, સ્વપ્નમાં ભયંકર નર્કનો દરબાર, વીણા-કુંદનનો અકસ્માત મેળાપ, પસ્તાયલો પિતા વીગેરે ઉત્તમ બાબતનો ખાસ સમાવેશ કરેલો છે. આ પુસ્તકમાં અનીતિનો એક શબ્દ પણ લખવામાં આવેલો ન હોવાથી બાળ-બાળકીઓ, યુવક યુવતીઓ સર્વ કોઇ સહેલાઇથી વાંચી શકે છે. કીં. દશ આના.

મળવાનું ઠેકાણું—

**બુકસેલર જદુલાલ નારણદાસ મુ. નડીઆદ.**

**તથા દરેક શહેરના પ્રખ્યાત વેપારી પાસેથી મળી શકશે.**

Shree RamKrishna P. Press, NADIAD

# રાજશાહી વાયટોજન

## હરહંમેશ સેવન કરવાથી ૨૦ ઘોડાની તાકાતવાળી મોટર અટકાવી શકાય છે.

મગજને શાંત રાખી યાદ શકિતનો વધારો કરે છે. ચહેરો હરહંમેશ હસમુખો ખુબસુરત રાખે છે. આ દવા બનાવવામાં કેશર, કસ્તુરી, બરાસ, ઈલાયચી, જાવંત્રી, મરી તજ, સુંઠ, દ્રાક્ષ, વીગેરે વસ્તુઓનો સમાવેશ કરવામાં આવે છે. સ્વાદ પણ ઘણો ઉત્તમ છે. હરહમેશાં સેવન કરવાથી ક્ષય, દમ, જુની ખાંસી, અરૂચી, અશકિત દુર થાય છે. આ દવા તાકાત વધારવામાં અદભુત છે. કીંમત બાટલીના રૂ. ૨) ત્રણ બાટલીના રૂ. પા, પો. અલગ

---

## રાજશાહી ગોનોરીઆ સ્પેસીફીક.

(પ્રમેહારી રસ.)

જુનો કે ગમે તેવા પ્રમેહ હોય માત્ર ચોવીસ કલાક માંજ નાસવા માંડે છે. જાણે જાદુનો ચમત્કાર ! એક ડેઝ પેટમાં ગયો કે બિઆની આરામ થયો છે એમ સમજો. પ્રમેહ માટે આવી ફતેહમંદ દવા બીજી કોઇ નથી પેશાબમાં આગ, બળતરા, ટીપેટીપે પેશાબ થવો, જાડો રગડા જેવો પેશાબ થવો કપડામાં ડાઘ પડવા, પેશાબની આગળ પાછળ ધાતુનું જવું, ઝનવા, હાથ પગમાં ફાટ, ઉંઘ નહી આવવી, અને આખો દીવસ એમાં જીવ લાગી રહેવો. એ સર્વ આ દવાથી નાબુદ થાય છે. જેઓ માને છે કે પ્રમેહ એક નહિ સારૂ કરી શકાય એવું દરદ છે તેઓને રાજશાહી પ્રમેહારી રસ લેવા ખાસ ભલામણ કરીએ છીયે સો એ સો દરદી સારા થાયછે, હજુ સુધી કોઇ નિષ્ફળ થયોજ નથી કીંમત શીશી ૧ ના રૂ. ૨) ત્રણ શીશીના રૂ. પા. પો. અલગ

આ ચોપડી બરાબર સાચવી રાખો જરૂર વખતે તે ઉપયોગી થશે કારણ કે તેમાં હજારો દરદો જલદીથી કેમ સારાં કરવાં તે બતાવવામાં આવ્યું છે.

## વૈદ, ડૉકટર, હકીમની મદદ સિવાય હજારો દરદો સારાં કરી શકાય છે.

# ગુપ્તાની અમી-કુપી.

અમી—કુપી સર્વ પ્રકારનાં દરદો સારાં કરવામાં ઘણીજ ગુણકારી દવા હોવાથી દસ વર્ષમાં ૧૦૦૦૦૦. (એક લાખ) શીશીઓથી વધુ એકજ સપાટે વેચાઇ ગઇ છે દવા એવી તો ગુણકારી માલુમ પડી છે કે જ્યાં એક બાટલી નમુના માટે મોકલવામાં આવી છે ત્યાંથી ડઝન બંધ માગણી આવવા લાગી છે દીન પ્રતિદિન સુર્યોદય થતાં અમી-કુપીની માગણી વધુને વધુ થતી જાય છે ગામડાના નાના વેપારી પણ તેનું વેચાણ કરે છે એજ તેના અદ્ભુત ગુણોનો સૌથી સરસ પુરાવો છે. કેટલાક લેભાગુ વેપારી મોટી મોટી જાહેરાત છાપી ગુપ્તાની અમી-કુપી બનાવવાનો નુસખો જાણવાનો દાવો કરે છે એવા ડંફાસખોર વેપારીથી ચેતતા રહેજો ખરો નુસખો હમારા સિવાય કોઈ જાણતું જ નથી.

**કાનના સણકા**—પરૂ વહેવું, કાનમાં સણકા, કાનમાં દુખાવો બહેરાપણું, કર્ણસુળ વિગેરે કાનનાં સઘળાં દરદો ઉપર અમી-કુપીનો ઉપયોગ કરવો જોઇએ એક તોલા કુંભળીના રસમાં અથવા ૧ તોલા તલના તેલમાં અથવા એક તોલા દારૂમાં માત્ર એક ટીપુ અમી-કુપી નું મેળવી તેનાં કાનમાં ટીપાં પાડવાનું મટતાં સુધી ચાલુ રાખવું.

**ઝાડા સંગ્રહણી**—ઝાડા સંગ્રહણી, કોલેરા, અતીસાર ઉલટી એ રોગમાં અમી-કુપી ઘણીજ અકસીર દવા છે. દીવસમાં ૧૦, ૧૦ વખત ઝાડા થતા હોય, પાતળાં પેટ આવતાં હોય, ખાધુ કે તરત ઝાડા છુટી જતા હોય કે સાધારણ ઝાડા થતા હોય, ટુંકમાં જેને ઝાડાનો રોગ થતો હોય, તેણે પહેલી તકે અમી—કુપીનો ઉપયોગ કરવો. એકજ દીવસમાં ખાત્રીપુર્વક આરામ પહોંચાડે છે ઉલટી શરૂ થતાની સાથેજ જો "અમી—કુપીનો" ઉપયોગ કરવામાં આવે તો પાંચદશ મીનીટમાં ફાયદો પહોંચાડે છે જ્યાં કોલેરાનો સંભવ હોય અથવા ઉપરા ઉપરી જમણવાર ચાલતાં હોય યાત્રામાં ઠંડા પાણીથી સ્નાન ખોરાકનું અનીયમીતપણું અને રખડપટીથી શરદી લાગી ઉપરના રોગ થવાનો સંભવ છે તેવે-સ્થળે એક શીશી અમી-કુપીની ગજવામાં રાખવી તે ઘણું ડહાપણ ભર્યું છે પોતાનો અને બીજાનો કીમતી જાન બચાવવા માટે દરેક ગૃહસ્થની ફરજ છે તેણે અમી—કુપીની એક શીશી ગજવામાં રાખવાની હમેશાં કાળજી રાખવી.

**ઉપયોગ**—દીવસમાં બેથી ચાર વખત અથવા ઘણા ઝાડા ઉલટી હોય તો દર કલાકે ચાર ટીપાં અમી—કુપી થોડા પાણી સાથે ઝાડા ઉલટી બંધ થતા સુધી લીધા જવું અથવા વધારે જરૂર જણાય તો અંદર બે ટીપાં લવીંગનો અર્ક નાખવો લવીંગનો અર્ક રૂા ૦।। ની એક શીશી એ પ્રમાણે હમારે ત્યાંથી મળી શકશે.

**ચુંક આંકડી પેટદર્દ**—ઠંડા પાણીમાં રહેવાથી ખોરાકની સંભાળ નહી રાખવાથી, વાયડી ચીજ ખાવાથી, તેલમાં તળેલા પદાર્થ ગળચી ગળચી ખાવાથી ભૂખ ન હોવા છતાં ખોરાક લેવાથી, અને બીજા અનેક કારણોથી પેટમાં ચુંક, આંકડી, પેદા થાય છે તથા ઝાડો કબજ થાય છે અને કેટલીકવાર તો એટલી બધી ચુંક આવે છે તે સહન થઇ શકતી નથી દરદી આસપાસના માણસોને ગભરાવી મારે છે તેવે વખતે અમી-કુપીનાં માત્ર બેજ ટીપાંથી જાદુઇ અસર થાય છે માત્ર ૧૫ મીનીટમાં દરદ દફે થાય છે અને એક બે દીવસ દવા ચાલુ રાખવાથી પ્રકૃતિ પાછી અસલ હાલતમાં આવી જાય છે.

**ઉપયોગ**—દર કલાકે આંકડી બંધ થતાં સુધી બેબે ટીપાં અમી-કુપી એક એક ચમચા દુધ યા પાણી અથવા વરીયાળીના અર્કમાં દશ ટીપાં સાથે લીધા કરતાં તેમજ પાવલીભાર તપકીર (છીંકણી)માં ૧ ટીપુ અમી કુપીનું મેળવી ડુંટીમાં ભરવી વરીયાળીના અર્ક શીશી રૂ ૦॥ ભાવે અમારે ત્યાંથી પણ મળે છે.

**ઝેરી ડંખ**—ભમરી, વીંછુ, મધમાંખ, ચાંચડ, માંકડ, મચ્છર કાનખજુરો વિગેરેના ડંખ ઉપર અમી-કુપી અમુલ્ય દવા છે હજારો વખત તેની અજમાયેશ લેવાઇ છે અને હજી સુધી એક વખત પણ નિષ્ફળતા મળી નથી દવા લગાડતાં તાજુબ અસર થવા માંડે છે અને પાંચ મીનીટમાં તો દરદનું ચિન્હ પણ રહેતું નથી.

**ઉપયોગ**—ડંખ ઉપર એક ટીપુ અમી-કુપી ચોળવું.

**સીરદર્દ, આધાશીશી—સરેખમ**—માથાનો ગમે તેવો સખત દુખાવો, સણકા, ચસકા આધાશીશી. વગેરે રોગોમાં અમી કુપી ખાત્રી ભરેલી દવા છે માત્ર બે પાંચ મીનીટમાંજ આરામ થઇ જાય છે જાણે કદી માથું દુખતુંજ નથી તાવમાં પણ જ્યારે માથું દુખતું હોય

---

અમી-કુપીની કીંમત સીસી ૧ ના રૂ. ૧॥, ત્રણ સીસીના રૂ. ૪। છ સીસીના રૂ ૭॥. ૧ ડઝનના રૂ. ૧૨ પો. અલગ.

ત્યારે આ દવાથી માથુ દુખતુ તો મટી જાય છેજ. ગમે તેવો સખત દુખાવો પાંચ મીનીટમાંજ સાફ થઇ જાય છે. ઝામરના દરદીએ પણ અમી-કુપીનું સેવન કરવું કે જેથી તેઓ ખાત્રીથી ફાયદો મેળવી શકે.

**ઉપયોગ** એક ટીપુ કપાળ ઉપર ચોળવું પાંચ મીનીટમાં આરામ નહી થાય તો ફરીથી બે ટીપાં ચોળવાં સંભાળ રાખવી કે આંખમાં લાગે નહીં. શીશી ખોલીને વારંવાર દવા સુંઘવાથી જુદાં દરદો ઉપર સારો ફાયદો થાય છે.

**આંખનો દુખાવો**—આંખનો દુખાવો, કળતર, લાલી, ગરમી વીગેરે દૂર કરવા માટે સૌથી સરસ દવા માત્ર અમી-કુપી છે, આંખની ગરમી દુર થઇ જાય છે, અને લાલી કપાઇ જાય છે જ્યારે આંખમાં રેતી કે કાંઇ રજ જેવું પડ્યું હોય છે અને ઘણું ખુંચે છે ત્યારે તે કાઢવાનો ઉપાય આંખમાંથી પાણી પુષ્કળ કાઢવું તે છે આંખમાંથી પુષ્કળ પાણી કાઢવા માટે અમી-કુપી ઘણી સરસ અને સસ્તી દવા છે.

ઉપયોગ—આંખ ઉપરની ભમરની ઉપર એક ટીપું ચોળવાથી તુરત આંખમાંથી પાણી વહેવા માંડશે અને ગરમી ઝરી જશે સંભાળજો જરા પણ આંખની અંદર જવા નહીં પામે; જો ૧ તોલા સુરમામાં માત્ર એક ટીપું અમી કુપી મેળવી પછી એ સુરમો આંખમાં આંજવામાં આવે તો તેથી પણ લાભ થાય છે. સુરમો અમારે ત્યાંથી પણ મળશે.

**દાંત દાઢમાં કળતર**—દાંતમાંથી લોહી નીકળવું દાઢમાં કળતર દંતશુળ, સણકા વિગેરે દાંતના રોગ ઉપર તત્કાળ અસર કરવા માટે અમી કુપી ખાત્રી ભરેલી દવા છે, દાઢના સણકાનો રોગ કેટલો ત્રાસદાયક છે તે વિતે તેજ જાણે, એક એક મીનીટ એક એક યુગ

જેટલી થઇ પડે છે. તેવા વખતે અમી કુપી માત્ર લગાડવાની ખોટી છે, દાંત કે દાઢને અડતાંની સાથે આરામ થઇ જાય છે. જેમને દાંતનો રોગ અસલથી હોય તેમણે રોજ બ્રશ ઉપર એક ટીપું પાડીને તેનાથી દાંત ઘસવાની ટેવ રાખવાથી કદી પણ દાંતની પીડા થશે નહી દાઢના સણકા ઉપર જરા પુમડું ભીજવી કતરવાળા ભાગ ઉપર લગાડવું અથવા પોલાણ હોય તો પુમડું દાબી દેવું.

**દરાજ ધાધર ખસ; ખરજવું**—દરાજ અથવા ધાધર ઉપર અમી કુપી રામબાણ દવા છે બે ત્રણ વખતજ લગાડવાથી આરામ થાય છે ખસ અને ખરજવા ઉપર પણ ઘણીજ અકસીર દવા છે. આવા રોગોમાં જુદી જુદી દવાઓ કરીને જેઓ કંટાળી ગયા હોય તેમણે છેવટના ઉપાય તરીકે અમીકુપીની અજમાશ લેવી અને હમે ખાત્રીથી કહીએ છીએ કે જેમના એ દરદનું આયુષ્ય પુરૂં થયું હશે તેમને અમીકુપીના ઉપયોગની સલાહ ખરીજ લાગશે. પણ જેમના એ દરદનો છેડો આવવાનું હજી દુર હશે તેઓ બીજી દવાઓનો ઉપયોગ કરવા પછી અમીકુપી વાપરશે.

**ઉપયોગ**—એક તોલા તલના તેલમાં ચાર ટીપાં અમી કુપી નાંખી દાદર ઉપર ચોળવું. ખસ ઉપર લગાડવાની વખતે અગન બળે તો તલના તેલની જગાએ ચંદનનું તેલ લેવું. ચંદનનું તેલ હમારે ત્યાંથી રૂ. ૧ માં એક શીશી મળશે.

**સોજો**—કાંઇ વાગવાથી અથવા બીજા કોઇ રોગથી શરીરના અમુક ભાગ ઉપર સોજો આવી જાય છે. તેના ઉપર અમી-કુપી ઘણી અકસીર દવા છે. બે ત્રણ વખત એક એક બે બે ટીપાં અમી-કુપી મસળવું સંભાળજો આંખમાં લાગે નહી

---

**અમી—કુપીની કીંમત રૂ. ૧ાા ત્રણ શીશીના રૂ. ૪) છ સીસીના રૂ. ૭ાા ૧ ડઝનના રૂ. ૧૨) પો અલગ.**

**સંધીવા લકવો**–અર્ધાંગ વાયુ સંધીવા, લકવો, વિગેરે દરદ ઉપર ખાસ કરીને અમી-કુપી વાપરવા લાયક છે. સાંધાઓ જલાઇ જઇ માણસ ખાટલા વશ કેમ ન થયો હોય, પણ લગાડતાંજ આરામ થતો ખુલ્લો જણાય છે. એકજ દીવસમાં દરદીને પોતાને કરાર વળેલો જણાય છે. સાધારણ હાથ પગમાં થતો ફાટ, તોડ, ચુંથારો ઝણઝણી. સાંધાઓમાં કળતર થવું. કમરમાં દર્દ, બરડાની કરોડમાં દુખાવો, સુળ, પાંસળામાં કળતર, છાતીમાં દુખ થવું. હાથ પગનું ભરાઇ જવું વિગેરે દરદમાં સસ્તી કીંમતે જલદી આરામ મેળવવાનો એકલો રસ્તો અમીકુપી ઉપયોગજ છે થોડાક કલાકમાં તે મનમાનતો ફાયદો પહોંચાડે છે ગમે તેવાં જુનાં દરદ ઉપર પણ એકજ શીશી પુરતી છે ૧૦૦) રૂપીઆના ખરચે જેઓનો લકવો સારો થયો હતો નહી તેવા દરદીઓને અમીકુપીની એકજ શીશીએ સંતોષકારક આરામ પહોંચાડયો હતો એવા એક બે નહિ પણ અનેક દરદીઓ ઉપર તેની અજમાયેશ લેવાઈ છે. અને તે સઘળામાં ફતેહમંદ નીવડી છે. સરસવનું અથવા તલનું તેલ ટરપેનટાઇન કે ઘાસલેટ એક તોલો લઇ તેમાં ૦॥ તોલો અમી-કુપી મેળવી દુખતા ભાગ ઉપર ખુબ ચોળવું ઉપરથી ગરમ કપડાનો શેક કરવાથી જલદી આરામ થશે અગન બળતી જણાય તો અમી-કુપી ૦॥ ને બદલે ૦। તોલો લેવી.

**કમજોરી નિર્બળતા**–શરીરમાં લોહી ચઢતુંજ નહી હોય, ગમે તેવા ઉંચા ખોરાકની જાણે શરીર કીમતજ નહી કરતું હોય, આખો દિવસ સુસ્તી લાગતી હોય આંખો નિસ્તેજ મોં ફીકુ ડાચાં બેઠેલાં છાતીનાં પાંસળાં ૫૦ કદમ દુરથી ગણી શકાતાં હોય, પાંચશેર ઉંચકી પાંચ પગલાં ચલાતું નહિ હોય, ચાલતાં શ્વાસ ભરાઇ જતો હોય, મન હમેશાં ઉદાસ રહેતું હોય, જીવ બળ બળ થયા કરતો હોય, રસજ્ઞપણું જતું રહ્યું હોય, નિરાશામાં વ્યતીત થતા હોય, દિવસે ઉઠી

ને ઉભું થવું ભારી પડતું હોય, આખો દિવસ સુઇજ રહીએ એમ લાગતું હોય. મગજ ઉપર પુષ્કળ બોજો લાગતો હોય યાદ શક્તિનો નાશ થતો હોય, મગજમાં અનેક ગુંચવાડાઓ ઉભા થતા હોય, ટુંકમાં જ્યારે શરીર કેવળ શકિત વગરનું થઇ ગયું હોય ત્યારે અમી-કુપીનો જરૂર ઉપયોગ કરવો. અંદરના અને બહારના ઉપયોગથી શરીર જોરાવર, હાડકાં ચીકણાં, અંગ ભરાવાદાર, ચહેરો ગુલાબી, છાતી ઉઠાવદાર, કમર મજબુત, હાથ પગ તાકાતવાળા, આંખો તેજસ્વી અને મન ઉમંગી બની મગજ પણ આનંદી બને છે. એકજ શીશીનો ઉપયોગ તમોને જરૂર સંતોષ આપશે. વિદ્યાર્થીઓને ખસુસ કરી વાપરવું જોઇએ ધાતુપુષ્ટિક દવાઓમાં પહેલો નંબર અમી-કુપી નો આવે છે.

**ઉપયોગ**— એક તોલો ઘી અને અડધો તોલો મધ અથવા ૧ તોલો માંખણ અને અડધો તોલો પીસેલી સાકર અથવા એક તોલો બદામનું તેલ અથવા ૧૦ તોલા દુધ એમાંના કોઇપણ અનુપાન સાથે બે બે ટીપાં અમી-કુપી સવાર સાંજ લેવું.

**મંદ જઠરાગ્નિ, અજીર્ણ, અપચો**—સર્વ રોગનું કારણ અજીર્ણ બદહજમી છે માણસને જયારે ખોરાક ઉપર અરૂચી થાય છે ત્યારે જાણવું કે રોગની શરૂઆત થઇ ચુકી છે માટે તેનો તત્કાળ ઉપાય કરવો ગમે તેવા અજીર્ણમાં અમી-કુપીનાં માત્ર બેજ ટીપાં ઘણી સારી અસર કરે છે એક દીવસમાં કકડીને ભુખ લાગે છે અને કોઇપણ પ્રકારનો ખોરાક ખુશીથી જપત કરી શકાય છે જો પંદર દીવસ લાગલાગટ બબ્બે ટીપાં અમી કુપીનાં લેવામાં આવે તો

---

હમેશ કરતાં ડબલ ખોરાક ઉઠાવી શકાય છે અને પાચન કરી શકાય છે.

**ઉપયોગ**—રોજ બંને વખત જમ્યા પછી એક ચમચા પાણી સાથે દશ ટીપાં સુંઠના અર્ક સાથે બે બે ટીપાં અમી-કુપી અને એક ચમચો પાણી મેળવી પીવું સુંઠને અર્ક અગર હમારે ત્યાંથી મંગાવશો તો દર શીશી દીઠ રૂ. ૦॥ પડશે,

**ક્ષય, ખાંસી, દમ, ઉટાંટીયું**—ખાંસી; દમ-શ્વાસ, ક્ષય બાળકોનું ઉટાંટીયું વગેરે છાતીના દરદો ઉપર અમી-કુપી ઘણી અસરકારક દવા છે બે ત્રણ દીવસ દવા ચાલુ રાખવાથી જરૂર આરામ પહોંચે છે. "રોગનું ઘર ખાંસી" એ વાત યાદ રાખજો. અને શરૂઆતના ઉપાય તરીકેજ અમી કુપી ઉપયોગમાં લેજો. જેથી તમારી જાતનું અને પૈસાનું રક્ષણ કરી શકશો—દમ અને ક્ષયના દરદીઓએ સામાન્ય રીતે એક મહીનો દીવસ અમી-કુપીનું સેવન ચાલુ રાખવું જોઇએ. ઓછા ખરચે વગર તકલીફે અને ટુંકી મુદતે ફાયદો મેળવવાનો રસ્તો આ એકજ છે.

**ઉપયોગ**—બે ટીપાં અમી-કુપી સવાર સાંજ જમ્યા પછી એક ચમચા દુધ સાથે લેવું ૦। તોલો અમી-કુપી ૮ તોલા ચોખ્ખા ટરપેનટાઇનમાં મેળવી તે મેળવણીને શીશીમાં ભરી રાખી રોજ તેમાંથી છાતી ઉપર ચોળવું અને ઉપરથી શેક કરવો. ટરપેનટાઇન રૂ. ૦॥ ની શીશી એક હમારે ત્યાંથી મળશે

**પ્લીહા-બરોળ**—બરોળના દરદીએ ખાસ કરીને અમી-કુપી અજમાવવું જ્યાં કોઇ દવાએ ફાયદો નથી પહોંચાડયો ત્યાં તે જરૂર સારૂ પરિણામ લાવશે થોડા ખરચે જલદી આરામ કરવાનો એકજ રસ્તો છે. અમી-કુપીની અજમાશ લેવી

**ઉપયોગ**—સાચા મોતીની છીપની ભસ્મ બે આની ભાર લઇ

તેમાં બે ટીપાં અમી-કુપી મેળવી રોજ દિવસમાં બે વાર જમ્યા પછી ખાવી. છીપની ભસ્મ હમારે ત્યાંથી મંગાવવામાં આવશે. તો રૂ. ૧) ની તોલો એક એ હિસાબે મોકલવામાં આવશે.

**પ્રમેહ**—ગમે તે જાતનો ગમે તેવો પ્રમેહ હશે પણ અમી-કુપી-થી તે જરૂર મટશેજ.

**ઉપયોગ**—રોજ સવારમાં ૧) તોલો વાટેલા ગોખરૂ ૧ તોલો દાડમડીના પાંદડાનો રસ ૧) તોલો દળેલી સાકર ત્રણે મેળવી તેમાં બે ટીપાં અમી-કુપી નાખી પી જવું અથવા દસ કે બાર ટીપાં ચોખ્ખું ચંદનનું તેલ તેમાં બે ટીપાં અમીકુપી મેળવી રોજ સવા-રમાંજ ચાટી જવું ચંદનનું ચોખ્ખું તેલ હમારે ત્યાં પણ મળશે કી. રૂ. ૧.

**ચામડીનું ફાટવું**—શિયાળામાં ઘણુ કરીને દરેક માણસના હાથ પગની ચામડી ઓછી વધારે પણ ફાટયા વિના નથી રહેતી તેવે પ્રસંગે અમી—કુપી વાપરવા લાયક દવા છે.

ઉપયોગ—માંખણ ઘી, તેલ, દીવેલ, અથવા વેસેલીન એમાંથી કોઇપણ ચીજ ૦।। તોલો લઇ તેમાં બે ટીપાં અમી—કુપી નાખી ચોળવું એટલે જલદી આરામ થઇ જાય છે.

**નપુશકતા**.—વિર્યનો કોઇપણ રીતે નાશ થવાથી આ દરદ ઉત્પન્ન થાય છે સૃષ્ટિ વિરુદ્ધ કર્મ, હસ્ત દોષ, અતિશય વિહાર, રાત દિવસ હલકી મોજના વિચારો બીભત્સ વાંચન લેખન, સ્વપ્નાવસ્થા ઇત્યાદિ કારણોથી વિર્યનો અઘટિત રીતે નાશ થઇ માણસ પુરુષત્વ ખોઇ બેસે છે તેને વખતે તેમને ચિંતામાંથી મુક્ત કરનાર એક અમી—કુપી એજ ખરો આધાર છે ધાતુક્ષિણતાથી ઢીલી

પડેલી નસોને પાછી તંગ બનાવી તેમાં તાકાત લાવવા માટે અમી-કુપી રામબાણ દવા છે પુરૂષત્વના નાશથી જેઓ રાત દીવસ ચીંતામાં રહેતા હોય હજારો જાતની દવાઓ વાપરીને જેઓ નિરાશ થઇ ગયા હોય તેઓને છેલ્લા ખાત્રી ભરેલા ઉપાય તરીકે અમી—કુપી વાપરવાની ભલામણ કરવામાં આવે છે અને હમો ખાત્રી આપીએ છીએ કે એકજ શીશીથી તેઓની ભવની ચીંતા ખચીત ટળી જશે ઉપયોગ રોજ સવાર સાંજ ૫ પાંચ ટીપાં માલકાંકણીનું તેલમાં એક ટીપુ અમી કુપી મેળવી તેને ચોળવું માલકાંકણીનું તેલ ની શીશી રૂ. ૦ાા

પ્રદરરોગ—સ્ત્રીઓના પ્રદર રોગ ઉપર અમી—કુપી અજાયેબ અસર કરે છે રક્ત યા સ્વેત પ્રદર ઉપર તે આપી શકાય બે ચાર દીવસમાં તેનાથી આરામ થઇ જાય છે સ્ત્રીઓને તંદુરસ્ત આરોગ્ય મજબુત બાંધાની રાખવાથી તેની સંતતી પણ નિરોગી બનાવી શકાય છે સ્ત્રીઓને નિરોગી બનાવવા માટે દર વર્ષ એક શીશી અમી-કુપી આપવામાં આવે તો સુવાવડોમાં આવનારી નબળાઇથી પણ તેમનું રક્ષણ કરી શકાય. ઉપયોગ સવાર સાંજ જમ્યા પછી હરેક વખતે ૦ાા તોલો નાગકેસર (ઝીણું વાટેલું) લઇ તેમાં એક તોલા માખણ તથા બે ટીપાં અમી કુપી મેળવી ખાવું ઉપરથી રૂચી અનુસાર દુધ પીવું.

સરદી—અતિશય શરદી થઇ જવાથી માણસ ઘણી વાર ઠંડો ગાર બની જાય છે સ્થિતિ ઘણી ભયંકર છે અને જો આ સ્થિતિ-માંથી તત્કાળ તેને બચાવવામાં નહિ આવે, અંગમાં ગરમી લાવનાર ઉપચારો કરવામાં નહિ આવે તો થોડા કલાકોમાં તેનું આયુષ્ય પુરૂં થઇ જાય છે ગરમી લાવનાર બીજા સઘળા ઉપચારોમાં તત્કાળ કામ લાગે જલદી અસર કરે અને વળી સસ્તો પડે તેવો ઉપાય અમી—કુપીજ છે આવી સ્થિતીમાં તે પગના તળીએ ચોળવાથી આખા શરીરમાં ગરમી આવી જાય છે અને બે ટીપાં પેટમાં જતાંની સાથેજ

હુશિયારી આવી જાય છે. ઉપયોગ-એક તોલો સરસીયાનું તેલ લઇ તેમાં ૧૦ ટીપાં અમી-કુપી મેળવી ખુબ ચોળવું વધારામાં જરૂર જણાય તો ૧૦ ટીપાં તજનું તેલ ઉમેરવું તજનું તેલ હમારી પાસેથી મગાવતાં રૂ. ૦ાા ની એક શીશી મોકલવામાં આવશે.

**તાવ**—ઠંડીનાં લખલખાં આવીને, રોજીદાં એકાંતરીઓ ચોથીયો ગમે તેવો તાવ આવતો હોય તેને નાબુદ કરવાને સહેલો ઉપાય અમી-કુપી છે જીર્ણ જવર ઉપર પણ તે ઘણું સારૂં કામ કરે છે સેંકડે ૮૦ ટકા માણસોને તેથી આરામ થઇ જાય છે ઉપયોગ–તુળસી આદુ અને ખાવાનાં પાન પ્રત્યેકનો રસ (૦ા) તોલો મેળવી તેમાં બે ટીપાં અમી-કુપી નાખી દરદીને દિવસમાં બે વખત પાવું.

**ન્હારૂ**—ઉહારૂ અથવા વાળો એ એક જાતનો તારના રૂપનો કીડો છે ખરાબ પાણી અથવા બીજાં ઘણાં કારણોથી માણસના શરીરના ગમે તેવા ભાગે વાળો નીકળે છે એકવાર વાળો બહાર દેખાયો કે તેને બાંધી રાખવો પડે કારણ તાણી કાઢતાં તે તુટી જાય છે. અથવા અંદર પેસી જાય છે તો તે પોતાનો રસ્તો ફેરવે છે અને ઘણી ઘણી વેદના દીવસો કે મહીનાઓ સુધી આપે છે અમી–કુપી લગાડવાથી વાળો બળી જાય છે ઉપયોગ- ચાર ટીપાં હીંગનો અર્ક લઇ તેમાં બે ટીપાં અમી–કુપી નાંખી થોડુ પાણી ઉમેરી રોજ દિવસમાં ત્રણ વાર પીવું હીંગનો અર્ક હમારી પાસેથી મંગાવશો તો રૂ. ૦ાા શીશીને હિસાબે મોકલીશું,

**જંતુ નાશક**—ઘરમાં ખાળ, મોરિયો, વિગેરે જગાઓ સાધારણ પાણીથી ધોવા છતાં ઘણી દુર્ગંધી મારે છે તથા જીવ ઉત્પન્ન થાય છે. આવી વખતે ઘરમાં વસનારને ઘણો કંટાળો ઉપજે છે. એટલુંજ નહિ પણ એવી દુર્ગંધમાં વસવું તે પણ જોખમ ભરેલું

છે. થોડા પાણીની અંદર બે ટીપાં **અમી-કુપી** નાંખી તેવી જગા ઓ સાફ કરવામાં આવે તો દુર્ગંધી દૂર થશે એટલુંજ નહિ પણ હાની કરતા જંતુઓનો નાશ થાય છે.

**માંકડ**—પલંગ, ખુરસી, ટેબલ, મેજ કબાટ, અભરાઈ, બારી બારણાં ભીતની તરડો વિગેરે જગાઓમાં માંકડ પુષ્કળ ભરાઇ રહે છે. તેમનો નાશ કરવા માટે **અમી-કુપી** ઘણી અકસીર દવા છે, માંકડનો કંટાળો લગભગ દરેક ઘરમાં હોય છે, અને માંકડના ઉપદ્રવ થી બચવાની ઇચ્છા પણ દરેકને હોય છે ત્યારે માંકડનો નાશ કરવા ઉપરાંત જેમાં બીજા સેંકડો ગુણો સમાયલા છે તેવી **અમી-કુપી** ની દરેક ઘરમાં જરૂર છે એ પુરવાર થાય છે.

**ઉપયોગ**—સાબુનું ફીણ બનાવી તેનું પાણી ગ્લાસ ભરીને તૈયાર કરી તેમાં ચાર ટીપાં **અમી-કુપી** નાંખી માંકડ ભરાવાની જગ્યાઓમાં તે ઉતારવું એથી માંકડ મરી જશે અને મહીનાઓ સુધી તે જગામાં માંકડ ભરાઈ બેસશે નહિ.

**હરસ**—હરસની પીડા જેને વીતી તે જાણે જ્યારે હરસની દવા કરી કરીને તમો કંટાળી ગયા હોય, ત્યારે છેલ્લા ઉપાય તરીકે માત્ર **અમી-કુપી** અજમાવજો અને ખાત્રીથી એ પીડા હંમેશની દુર થઇ જશે,

ઉપયોગ—રોજ સવારમાં અડધો તોલો વાટેલું નાગકેશર ૦। તોલો વાટેલી સાકર ભેગાં કરી તેમાં બે ટીપાં **અમી-કુપી** નાંખી ફાકી મારવી અને ઉપરથી ૦। શેર દુધ પી જવું જો ફાકવું પસંદ નહી હોય તો માખણમાં મેળવી ચાટવું.

**ઉંચુ નાગકેશર દળેલું તૈયાર શીશી ૧) નો રૂ. ૦।। હમારે ત્યાંથી મળશે.**

**મ્હોં-આવવું**—ગમે તે કારણથી મોં આવ્યું હોય, અવાળુ ફુલી ગયાં હોય મોંમાં ચાંદાં ધારાં પડી ગયાં હોય, બધું બે ચાર વખતમાં મટી જાય છે.

**ઉપયોગ**—૦ા તોલો કબાબચીની (ચીણીકબાલા) બારીક વાટી તેમાં માત્ર એક જ ટીપું **અમી કુપી**નું નાખી મેળવી મોમાં ચોપડવું અને મોં ગળતું મુકવું. [ લાળ જવા દેવી ] એ રીતે દિવસમાં ત્રણ કે ચાર વખત કરવું.

**પેટ ચઢવું. પવનનું ઘુંચાવું**—**અમી–કુપી** જરા હથેળીમાં લઇને પેટ ઉપર ડુંટીની આસપાસ તેમજ પેઢુ પર ચોળવું. એકાદ કલાકમાં પવન છુટીને પેટ હલકુ પડશે.

**શુળ**—છાતીમાં, પાંસળામાં અગર કમરમાં સુળ આવી સણકા મારતા હોય તેને માટે **અમી–કુપી** અકસીર છે. દરદવાળા ભાગ ઉપર **અમી—કુપી** ચોળી શેક કરવો.

ઉપર લખવામાં આવેલા **અમી–કુપી**ના સઘળા ગુણ અતિશયોક્તિથી કેવળ નિરાળા છે. દરેક ઘરમાં તેની આજકાલ જરૂર છે. પોતાના સ્વાર્થને માટે ઘણા માણસો આ શીશી ખરીદ કરે છે. જે ઘરમાં **અમી–કુપી**ની એક શીશી છે તેને વૈદ્ય ડોકટરોની જરૂર કવચીતજ પડે છે.

**કીમત**—ગુપ્તાની **અમી—કુપી** એક શીશી સેંકડો રૂપીઆની કીંમતની છે એમ કહીએ તો ચાલે કારણ કે તેનાથી વૈદ ડોકટરનાં મોટાં બીલો ભરવાનાં બચી જાય છે. ગરીબોને પણ દવા વાપરવાનો લાભ મળે છે. તેટલા માટે ફક્ત તેની કીંમત શીશી એકનો રૂ. ૧ાા, ૩ શીશીના રૂ. ૪) ૬ શીશીના રૂ. ૭ાા, ૧ ડઝન શીશીના રૂ. ૧૨) ટપાલ ખર્ચ જુદું.

---

અમી–કુપીની કીમત શીશી ૧ ના રૂ. ૧ાા ત્રણ શીશીના રૂ.૪) ૭ શીશીના રૂ. ૭ાા, ૧ ડઝનના રૂ. ૧૨) પો, અલગ.

## રાજશાહી મેન્થોલ ઓઇન્ટમેન્ટ
## (શીરદર્દની દવા).

એક મહાન વિદ્વાન ડૉક્ટરની શોધ ઉપરથી બનાવેલો છે. આ મલમ ચોળવાથી માથાનો દુખદાયક રોગ ટુંક વખતમાં નાબુદ થાય છે. આ રામબાણ ઉપાયની એક બાટલી દરેક કુટુંબોમાં અવશ્ય રાખવી જોઇએ. કીંમત શીશી ૧ નો રૂ. ૦।।, ત્રણ શીશીનો રૂ. ૧।, ૧ ડઝનના રૂા. ૪) પો. અલગ.

## રાજશાહી રૂમેટીઝમ ઓઇલ
## (વાતહરણ તેલ)
### ૨૪ કલાકમાં પ્રત્યક્ષ ફાયદો

વાથી દરેક અંગ ઝકડાઇ કેમ નહિ ગયા હોય. દરદી ખાટલા વશ હોય, સાંધાઓમાં હદ બહારનું કળતર, કમરમાં દુખાવો છાતીમાં, પાસળામાં દર્દ. બરડાની કરોડમાં નહિ સહન થાય તેવી પીડા, હાથ પગમાં ફાટ, અરધાંગ વાયુ, ફરતો વા સરદીથી શરીરમાં થતા તોડ વિગેરે રોગો પર આ તેલ ચોળવાથી તદન આરામ થાય છે તેલ ચોળતાં ચોળતાં જ જાણે આરામ થતો હોય તેમ દરદીને લાગે છે આજકાલ રાજશાહી રૂમેટીઝમનો મોટો ઉઠાવ છે કીંમત શીશી ૧ ના રૂ. ૨) ત્રણ શીશીના રૂ. ૫।। પો. અલગ

## રાજશાહી બાલામૃત

ગુલાબી ગાલ, ભરેલું અંગ, તેજસ્વી આંખ ભરાવાદાર, બાળક હસતું ખેલતું બાળક આપણને કેટલું પ્રીય લાગે છે તેના ઉપર ફ્રેનોગ્રાફ અને ગ્રામોફોન કરતાં તમારૂં એક નાનું રંગીલું હસમુખું વાચાળ આનંદી બાળક પોતાના કુટુંબીઓ ઉપરાંત તમારા પાડોશી અને દોસ્તોને વધારે સારી રીતે રીઝવી શકશે શું તમે એક બાળકના માતા પિતા છે? તમારૂં બાળક તન્દુરસ્ત અને આનંદી છે નહિ તો શા માટે

**રાજશાહી બાલામૃત** નથી વાપરતા એકથી ત્રણ શીશી સુધીમાં તમારૂં બાળક સુંદર અને નીરોગી થઇ ઘરમાં પાડોશમાં શેરીમાં કે પોળમાં આનંદ આનંદ વર્તાવી મુકશે કીંમત શીશી ૧ નો રૂ. ૧) ત્રણ શીશીના રૂ. ૨ાા પોસ્ટ અલગ.

## રાજશાહી ઇચ ઓઇન્ટમેન્ટ
### (ખસની દવા)

આ ચોપડવાની દવા છે. માત્ર બે ત્રણ વખત ચોપડવાથી ખસ મટી જાય છે એમાં જરા પણ શક નથી કીમત રૂા. ોાા ત્રણ શીશીના રૂ ૧ા. ડજન ૧ ના રૂ ૪) પો. અલગ.

## રાજશાહી એકઝામા ઓઇન્ટમેઇન્ટ.
### (ખરજવાની દવા)

ખરજવાં બે પ્રકારનાં છે. લીલું અને સુકું લીલામાંથી પાણી ઝર્યા કરે છે આ દરદ મટતું નથી અને જો દવા કરવામાં ન આવે તો તે આખા શરીરે પથરાઇ જવાનો સંભવ છે માટે તેની દવા તરત જ કરવી કીંમત શીશી ૧ રૂ. ોાા ત્રણ શીશીના રૂ. ૧ા.

લોહીના બગડવાથી વારંવાર ખસ, ખરજવું, દાદર નીકળ્યા કરતી હોય તો એક બે શીશી રાજશાહી સારનાપરિલા પીવાથી જલદી આરામ થઇ જશે રાજશાહી સારસાપરિલાની કીમત રૂ. ૧ાા ત્રણ શીશીના રૂ. ૪)

## રાજશાહી કફ પીલસ.
### (ખાંસીની ગોળીઓ)

ગમે તેવી નવી જુની હઠીલી ખાંસી કોઇ પણ દવાથી ન જતી હોય તો ફકત બે દીવસમાં રાજશાહી કફ પીલસથી પુરાની સુકી ખાંસી ગોળી લેવાની સાથે નરમ પડતી જાય છે એક જ દીવસમાં તેનો ચમત્કાર. બતાવે છે કિમત રૂ. ોાા ત્રણ શીશીના રૂ. ૧ા ડઝન ૧ ના રૂા. ૪) પો. અલગ.

## રાજશાહી રીંગવર્મ ઓઇન્ટમેઇન્ટ.

(દરાજનો મલમ)

ગમે તેવી હઠીલી કાળી કે લાલ દરાજ અગર ખુજલી શરીરના કોઇ પણ ભાગમાં લાગેલી હોય અને અનેક ઉપાયો લીધા છતાં દાદર નહિં મટતી હોય તો છેવટે આ મલમ અજમાવી જોવો એથી ત્રણ વખત લગાડવાથી જડમુળથી નાબુદ થાય છે કીમત રૂ. ૦ાા, ત્રણના રૂ; ૧ા, ૭ ના રૂા ૨ા, ડઝન ૧ના રૂ. ૪).

## રાજશાહી ભીમસેની ચુર્ણ.

અજીર્ણ થયું છે કે? ખાટા બચરકા આવે છે કે? પેટ ડમ ડમ બોલે છે કે? ખોરાક જોતાંજ દીલ કમકમે છે કે? ત્યારે ભલા માણસ રાજશાહી ભીમસેની ચુર્ણજ વાપરો? અન્ન પચે નહિ અન્ન ઉપર રૂચી લાગે નહીં ત્યારે ભીમસેની ચુર્ણ ખાઇ જોઇ લ્યો ગમ્મત દહાડામાં એની જગાએ ચાર વાર—અને સીંગલની જગાએ ડબલ નહીં તો દોઢો ખોરાક તો જરૂર લેવો પડશે, ખાશો ખાશોને જાણે ભૂખ્યાબીમ? પેટમાં ભૂખ નહીં હોય અને ઘી, દુધ, શક્તિની દવાઓ હોજલીમાં ભરે જાવ અને પછી વાત કરો કે કોઈ ચીજનો ગુણુજ લાગતો નથી. પણ લાગે શી રીતે? ભીમસેની ચુર્ણ વાપરી પ્રથમ તમારા જઠરાગ્નિને ભડભડાટ સળગાવી દો અને પછી તેમાં ઘી, દુધ અને પોષ્ટિક વસાણાં નાંખી જુવો! પછી માલમ પડશે કે તે કેવાં ગુણકારી છે. કીંમત રૂા. ૦ાા ત્રણ શીશીના રૂા. ૨) પો. અલગ.

## રાજશાહી સ્તંભનરાજ પીલ્સ.

લ્યો? સાહેબો લ્યો આ તેજ દવા છે કે જેને માટે આજકાલના નવજુવાનો રાત્રી દીવસ ખુણે ખોચરે ભારે ઉત્સાહથી શોધખોળ ચલાવે છે અને ખરીદવા મળે તો મ્હોં માગ્યા દામ આપવા તૈયાર છે તેજ આ દવા છે! રતિ-સુખની સંપૂર્ણતા પ્રાપ્ત કરવા માટે આ દવા વગર હરીફની છે કીં. માત્ર રૂ. ૧ાા, ૩ શીશીના રૂ.૪) પો. અલગ.